આ પુસ્તક માત્ર તારાઓનો પરિચય જ નથી આપતું. તારાઓના પરિચય સાથે તે મુગ્ધ વાચક સામે અનેક મનોરંગી કલ્પનાઓ મૂકી જાય છે અને તેના મનમાં આકાશની મોહકતા ઊભી કરી જાય છે. તારાઓ વિ-ષયક આપણી તેમજ દેશપરદેશની લોક-સાહિત્યક અને પૌરાણિક વાર્તાઓ કહી જાય છે અને મનને હળવું કરી જાય છે. વાયુ, વાદળાં, વીજળી અને વરસાદ સાથે ઋતુ-ઋતુનાં વિવિધ મનમોહક ચિત્રો રજૂ કરી જાય છે અને આકાશી ફલકને વિસ્તારી મૂકે છે.

આ ઉપરાંત જ્યોતિષશાસ્ત્રના, ભૌતિક વિજ્ઞાનની પ્રાથમિક મહત્ત્વની લગભગ બધી બાબતોને પ્રકરણવાર વહેંચી નાખીને તેનું વિવરણ કરવામાં આવ્યું છે. આવા અઘરા વિષયનું વિવરણ કરવા છતાં લેખકોની રસાળ અને પ્રવાહી શૈલી વાચકને પહેલેથી છેલ્લે સુધી પકડી રાખે છે અને હસતાંરમતાં એ વિષયનું પ્રાથમિક સંપૂર્ણ જ્ઞાન આપી જાય છે.

પુસ્તકમાં આપવામાં આવેલા નકશાઓ વાચકના ભોમિયા બનીને માસેમાસના તારા-ઓનો પરિચય કરાવી જાય છે.

પોસ્ટ બૉક્સ ૯૭૮ · મુંબાઈ
પોસ્ટ બૉક્સ ૭૩ · અમદાવાદ

# ગગનને ગોખે

લેખકો
નિરંજન વર્મા
જયમલ્લ પરમાર



ભારતી સાહિત્ય સંઘ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧
૧૬, શ્રીમાળી સોસાયટી, અમદાવાદ-૬

# આ લેખકોનાં પુસ્તકો

૧ જીવનશિલ્પીઓ
૨ આપણે આંગણે ઊડનારાં
૩ સાંભેળાં
૪ ખંડિત કલેવરો
૫ ગગનને ગોખે

## પક્ષી–પરિચય ગ્રંથાવલિ

૬ આંગણાંનાં શણગાર
૭ ઊડતાં બંગી
૮ વગડામાં વસનારાં
૯ રૂપરૂપનાં અંબાર
૧૦ કંઠે સોહામણાં
૧૧ પ્રેમી પંખીડાં

## લોકકથા ગ્રંથાવલિ

દેશદેશની લોકકથાઓ ભાગ ૧ થી ૬

૧૨ ગૌડ–બંગાળાની વાતો, પહેલો ભાગ
૧૩ ગૌડ–બંગાળાની વાતો, બીજો ભાગ
૧૪ બુંદેલખંડની વાતો
૧૫ પંજાબની વાતો
૧૬ રાજસ્થાનની વાતો
૧૭ કાઠિયાવાડની વાતો

## કિશોર ગ્રંથાવલિ

૧૮ સોના–પદમણી
૧૯ ચૌમોલા રાણી
૨૦ દોલતપરી
૨૧ નાગકુમારી
૨૨ નીલમણિ
૨૩ ફૂલવંતી

# ત્રિવિધ આકર્ષણ

**काका का**[illegible]

"ગગનને ગોખે" કરીને એક ચોપડી કાચા રૂપમાં જોવા મોકલી તે આ દિવસોમાં જોઈ લીધી. મને એ ઘણી ગમી.

તારાઓ પ્રત્યેનું આકર્ષણ ત્રિવિધ છે. એક તો આ બધો અનંતનો વિસ્તાર છે શું?—એ જાણવાની જિજ્ઞાસા. આજકાલના જ્યોતિષશાસ્ત્રીઓએ એ દિશામાં અદ્દ્ભુત પ્રગતિ કરી છે. Astrophysics દ્વારા જ્યોતિષશાસ્ત્રીઓએ ~~अणारणीया-~~ અને **महतो महीयान्**નો સાક્ષાત્કાર કેવડો ભવ્ય છે એની ઝાંખી કરાવી છે. અનંત કોટિ બ્રહ્માંડોની અદ્દ્ભુતતા કરતાં એને સમજવાના વિફળ પણ વર્ધમાન પ્રયત્ન કરવાની હામ ભીડનાર માનવબુદ્ધિની અદ્દ્ભુતતા ઓછી નથી એનો અહીં સાક્ષાત્કાર થાય છે. અને વિશ્વાત્મા અને અંતરાત્મા એક જ ન હોત તો આ પ્રવૃત્તિ ઉદ્દ્ભવી ન હોત એમ મનમાં આવ્યા વગર રહેતું નથી.

અદમ્ય જિજ્ઞાસા ઉપરાંત આ તારાઓ ને એમનો ચળકાટ, એમની વિવિધવર્ણી છટા, એમની આકૃતિઓ અને ગતિઓ—એ બધાંનું એક સ્વતંત્ર અને અખૂટ દૈવી કાવ્ય છે; એ મારું બીજું આકર્ષણ. મારા હૃદયમાં એને જ પ્રથમ સ્થાન છે.

અને એવા જ કાવ્યથી પ્રેરાઇને આર્યોએ, ચીનાઓએ અને આરબોએ જે કલ્પનાસૃષ્ટિ ઊભી કરી છે અને જેમાં ગ્રીક, રોમન વગેરે લોકોએ જે ઉમેરો કર્યો છે તેના પ્રત્યે સમાનધર્મીનું આકર્ષણ: એ ત્રીજું તત્ત્વ છે.

આ ત્રણે દૃષ્ટિએ પ્રેરાઈને લખેલી આ ચોપડી મને કેમ ન ગમે ? એમાં કાવ્યદૃષ્ટિ છે, વિજ્ઞાનની જિજ્ઞાસા છે, જૂના હવામાનશાસ્ત્ર (Meteorology)નું લોકભોગ્ય સ્વરૂપ–ભડલી વાક્યોનો પણ આદર કર્યો છે. એ બધું મને ઘણું ગમ્યું છે.

વચમાં વચમાં કાઠિયાવાડી લાડકવાયી શૈલી દેખા દે છે. હું એ શૈલીમાં કોઈ કાળે લખી શકું નહિ, તોપણ એ લેખકોને કેટલી સ્વાભાવિક છે એ હું સમજી શકું છું.

ખરું જોતાં આ ચોપડી પલાંઠી વાળીને શરૂથી આખર સુધી વાંચવાની નથી જ. રાત્રે અગાસી ઉપર ટેબલ પાસે આરામ-ખુરસી નાખીને ટેબલ તળે એક ફાનસ, ટેબલ ઉપર તારાના નકશાઓ અને વીજળીની એક કરદીપિકા (Torch)—આટલા સરંજામ સાથે તારાઓ જોતાં જોતાં કટકે કટકે વાંચવાની છે. ચોપડીમાંનાં ચિત્રો પણ એમાં મદદ કરશે. હું આશા રાખું છું કે લેખકો દેશી–પરદેશી મહત્ત્વની ચોપડીઓની યાદી અંતે આપી દેશે.

આશ્રમમાં અમારા તારામંડળના સભ્યોને પહેલાં તારાઓ બતાવતો અને સમજાવતો. ત્યાર પછી આપણા હરિહરભાઈ પાસેથી સાયન પંચાંગ તૈયાર કરાવ્યું. જેલમાં આકાશદર્શનની નોંધો લખતો હતો. એ બધી વસ્તુઓ કેટલી આકર્ષક નીવડી તેનો ખ્યાલ કરતાં વિશ્વાસ બેસે છે કે "ગગનને ગોખે" એ ચોપડી પણ ગુજરાતમાં ઘેર ઘેર સ્થાન પામશે, અને અત્યંત સાત્ત્વિક આનંદનું એક મોટું સાધન લોકોને હાથ સોંપ્યાનું લેખકોને સમાધાન મળશે.

# એક અભિપ્રાય

'ગગનને ગોખે' એ પુસ્તક અભિપ્રાયાર્થે મળ્યું. આ પુસ્તક વિજ્ઞાનનું છે અને વિજ્ઞાનનાં પુસ્તકોનું ખરું મૂલ્ય એમાં આપેલી હકીકતો અને આંકડાની સત્યતા ઉપર છે. હું પુસ્તક ઉપર ઉપરથી જોઈ ગયો છું, તે ઉપરથી મને લાગે છે કે આ વિષયને ન્યાય આપવા પૂરતી વિદ્વત્તા લેખકોમાં છે અને એમણે આપેલી હકીકતો પ્રમાણભૂત પુસ્તકોમાંથી લીધેલી હોવાથી એ બાબતમાં કોઈ મહત્ત્વની ખામી હોવા સંભવ નથી.

આ પુસ્તક આકાશનો પ્રથમ પરિચય કરનારને માટે લખાયેલું છે અને એ બાબત ધ્યાનમાં રાખીને લેખકોએ વિષયને આકર્ષક અને રસિક બનાવવાનો પ્રયત્ન કર્યો છે અને તે સફળ થયો છે એમ હું માનું છું. બને તેટલા વધુ લોકોને આ વિદ્યા તરફ આકર્ષવાનો માર્ગ આ જ છે. એટલે લેખકોએ પોતાના વિષયને લોકપ્રિય બનાવવાની સાચી ચાવી મેળવી છે.

આ વિષયમાં ગુજરાતીમાં બે ચાર જ પુસ્તકો છે, એ આપણા સાહિત્યની દરિદ્રતા છે. આ દરિદ્રતા દૂર કરવા જેટલાં સારાં પુસ્તકો લખાય તેટલું સારું. આ પુસ્તકે એ વિષયમાં કિંમતી ઉમેરો કર્યો છે.

પુસ્તક ઘણું સરસ થયું છે અને તે લખવા માટે હું લેખકોને ખરા દિલથી ધન્યવાદ આપું છું. અને ગુજરાતને આગ્રહપૂર્વક ભલામણ કરું છું કે આ પુસ્તકનો બની શકે તેટલો અભ્યાસ અને ઉપયોગ કરીને લેખકોએ લીધેલા અત્યંત પરિશ્રમને સફળ બનાવે.

**અમદાવાદ**
૧૭–૯–૪૪

**હરિહર ભટ્ટ**

# નકશા જોવાની સૂચના

૧. નકશા રાણપુરમાંથી દેખાતા આકાશ પ્રમાણે (ઉત્તર અક્ષાંશ ૨૩° મુજબ) કરેલા છે. અમદાવાદ તથા રાણપુર એક જ અક્ષાંશમાં છે. તો પણ ગુજરાતના કોઇ પણ ભાગમાંથી જોતાં ખાસ ફરક નહિ પડે.

૨. પૂર્વ દિશાએથી ઊગતા આકાશના આ નકશા કરેલા છે. જે માસનો નકશો હોય તે પૂર્વ દિશામાં સામે ધરી રાખવાથી તે માસનાં તારામંડળો નકશામાં જોઈ શકાશે.

૩. નકશા બબ્બે માસના સાથે કરેલ છે. ક. સ્ટા. ટા. ૯ થી ૧૧ સુધીનો સમય આકાશ જોવા માટે અનુકૂળ રહેશે. અંધારિયાના દિવસો આકાશનિરીક્ષણ માટે વિશેષ અનુકૂળ થશે.

૪. નકશામાં ક્રાન્તિવૃત્ત કે યામ્યોત્તર લીટી-તારામંડળોની સ્પષ્ટતા અર્થે દર્શાવેલ નથી બધા નકશામાં ડાબી બાજુએ ઉતર ધ્રુવનો તારો એક જ સ્થળે આવેલ છે. તે આકાશના કીલક તરીકે આખા આકાશને બતાવવામાં મદદગાર થશે.

૫. તારાઓના તેજના વર્ગ પ્રમાણે નકશામાં તારાઓનાં ટપકાં મોટાંથી નાનાં અનુક્રમે કરેલ છે.

૬. ગ્રહો ફરતા હોવાથી નકશામાં કાયમના બતાવી શકાય નહિ. તેથી લેખમાળા 'ફૂલછાબ'માં લખાયેલી ત્યારે તેમાં આવેલ ગ્રહોનાં વર્ણન પુસ્તકમાંથી એકાદ-બે સ્થળ સિવાય બાતલ કરેલ છે.

## નકશાનો અનુક્રમ


| | |
|---|---|
| નકશો નં. ૧ માગશર–પોષ | પાનું ૩ |
| નકશો નં. ૨ મહા–ફાગણ | ૪૨ |
| નકશો નં. ૩ ચૈત્ર–વૈશાખ | ૮૦ |
| નકશો નં. ૪ જેઠ–આષાઢ | ૧૪૭ |
| નકશો નં. ૫ શ્રાવણ–ભાદરવો | ૧૯૫ |
| નકશો નં. ૬ આસો–કારતક | ૨૧૧ |
| નકશો નં. ૭ ઉત્તર ગોળાર્ધ<br>નકશો નં. ૮ દક્ષિણ ગોળાર્ધ | પુસ્તકને અંતે |

# નિવેદન

નાનપણમાં વાડી-બગીચાના ચોક વચ્ચે રાતો વિતાવતાં વાદળીઓ પાછળ લપાતા-છુપાતા ચાંદાનો અને મહાકાય પીપળા પાછળ પ્રકાશતા તારોડિયાનો (શુક્રના ગ્રહનો) પ્રથમ પરિચય થયો. એ પરિચયે જિજ્ઞાસા જગાડી. પરિણામે લોકજીવનમાં સહેજે પરિચિત હરણી અને સાતરખ્ય, વીંછીડો અને કાવડિયો, તોરણિયા ને હાથિયો, ઢેઢહુંગલી અને ગીંહલાની ઓળખાણ થઈ.

ત્યારબાદ વહેલી પરોડમાં ભેંસોને પહર ચારવા જતી વખતે અંધારી અને ઊજળી રાતોમાં આકાશનો પરિચય ચાલુ રહ્યો. સાથે પહર ચારવા આવતા એક લુહારભગતે કહ્યું કે 'આભમાં સાતરખ્ય તો સાત હોય. પૂરો યોગ સાધે એને જ તે દેખાય.' યોગસાધના પાછળ ભટકતા મને આકાશના પટ પર દોડાદોડ શરૂ કરી અને ખૂણે ખૂણાને ફંફોસી નાખ્યો. મધ્યરાત્રિ-સંધ્યા તો ખુલ્લા આકાશ નીચે જ થાય એવું કોઈ પુસ્તકમાં વાંચેલું, તેથી આકાશ સાથેનો સંપર્ક જીવંત રહ્યો.

આકાશી તારામંડળો પાછળ આથડતા મનમાં અગમ્ય મુગ્ધભાવ અને મોહકતા ઊભા થયાં અને મન કલ્પનાને રમણે ચડયું. બીજી-ત્રીજી, અંગ્રેજી ભણતી વખતે એક પસ્તીનો કાગળિયો હાથ ચડયો. સસ્તા સાહિત્યની કોઈ ચોપડીનું એ પાનું. એ પાનામાં શ્રવણ અને અભિજિતનું કલ્પનામય વર્ણન લખેલું. મુગ્ધ મનની કલ્પનાઓ એકાકી નથી એમ તે પાને આશ્વાસન આપ્યું અને કલ્પનાનું રમણ વિસ્તરતું ચાલ્યું. વર્ષો બાદ

કાકાસાહેબનું 'જીવનનો આનંદ' વાંચ્યું ત્યારે ખબર પડી કે પેલું પાનું તો એમના જ એક વર્ણનનો વિભાગ હતું.

તે પછી જેલમાં જતાં કોઈ નામહીન જૂનીપ ની બંગાળી ચોપડીને સહારે રાત્રે ખોલીઓમાં પુરાયા બાદ બારીઓમાંથી દેખાતા આકાશના ટુકડામાં તારામંડળોની ઓળખાણ શરૂ થઈ અને લગભગ આખા આકાશનાં તારામંડળોનો પરિચય પૂરો થયો. જેલમાંથી છૂટયા બાદ આકાશી વિજ્ઞાનનાં અંગ્રેજી પુસ્તકો હાથ ચડતાં ગયાં અને એ વિજ્ઞાન–વાચને તો વિશેષ મુગ્ધતા અને મોહકતા ઊભાં કર્યાં.

૧૯૩૯માં 'ફૂલછાબ'ના તંત્રીમંડળમાં જોડાતાં શ્રી. મેઘાણીભાઈ સાથે આકાશનિરીક્ષણની વાતો થઈ અને તેમના પત્રકાર–આત્માએ આવો પરિચય 'ફૂલછાબ'નાં પાનાં દ્વારા વાચકસમૂહને આપવા સૂચના કરી. પરિણામે 'ફૂલછાબ'માં 'ગગનને ગોખે' નામની લેખમાળા શરૂ કરી. એ લેખમાળા લગભગ દોઢેક વર્ષ ચાલુ રહી.

લેખમાળાને લોકભોગ્ય બનાવવા કલ્પનાના રંગો સાથે આપણી તેમ જ પરદેશી પુરાણકથાઓ અને લોકકથાઓનો પણ સાથ લીધો. લેખમાળા શહેરી તેમ જ ગ્રામ્યજનો–બન્ને વર્ગમાં આદર પામી.

કેટલાંક ગામડાંમાં આ લેખમાળા પરથી આકાશનિરીક્ષણ કરવા માટે મંડળો રચાયાના કાગળો આવ્યા. ભરચક કામ વચ્ચે અટવાયેલા સ્વ. મહાદેવભાઈની નજરે પણ એ લેખમાળા ચડેલી. તેમને ખૂબ ગમી જતાં તેના કેટલાક હપ્તા પૂ. ગાંધીજી રેંટિયો કાંતતા હોય ત્યારે વાંચી સંભળાવેલા. પૂ. ગાંધીજીને પણ લેખમાળા ગમતાં એના હપ્તા ક્યારે ક્યારે આવે છે તે વિષે સ્વ. મહાદેવભાઈએ પુછાવેલું. આવી રીતે લોકાદર પામેલી લેખમાળાને પુસ્તકાકારે પ્રગટ કરવા મિત્રોએ આગ્રહ કર્યો. કેટલાંક ગામડાંમાં આ લેખમાળા પરથી આકાશનિરીક્ષણ કરવા માટે મંડળો રચાયાના પણ કાગળો આવ્યા. આજે એ લેખમાળા આ પુસ્તકમાં સંઘરાઈને પ્રકાશન સ્વરૂપે જનતા સમક્ષ રજૂ થાય છે.

પણ મૂળ લેખમાળા કરતાં આ પુસ્તક કદે અને સ્વરૂપે તદ્દન જુદા જ સ્વાંગ ધારણ કરીને હાજર થાય છે. મૂળ લેખમાળા કરતાં લગભગ ત્રણ-ગણો એનો વિસ્તાર થયો છે. સામાન્ય વાચકસમૂહને માટે લખાયેલી લેખમાળામાં વિજ્ઞાનવિભાગ તદ્દન ગૌણપણે રાખેલો. આમાં તેને યોગ્ય સ્થાન આપેલ.

પુસ્તક–રચનાની યોજના આ પ્રમાણે રાખી છે: દરેક માસમાં પૂર્વ દિશાએ દેખાતા તારામંડળોનો પરિચય એક એક પ્રકરણમાં આપતાં બાર માસનો પરિચય બાર પ્રકરણમાં આવી જાય છે. ઉત્તર–દક્ષિણ તરફના આકાશનો સમાવેશ કરતાં કુલ પંદર પ્રકરણો થાય છે.

દર પ્રકરણમાં પરિચય આપેલ આકાશનો નકશો પ્રકરણને મથાળે મૂકેલ છે. તે ઉપરાંત સમગ્ર આકાશના દર બબ્બે માસના એક કરીને પુસ્તકના આકારના કુલ છ નકશા અને ઉત્તર–દક્ષિણ ગોળાર્ધના મોટા બે નકશા આપેલ છે. તારામંડળોના પરિચય માટે આટલા નકશા બસ થઈ પડશે.

આવા વૈજ્ઞાનિક વિષયની રજુઆત શુષ્ક ન થતાં લોકભોગ્ય બને તે માટે દરેક પ્રકરણમાં દર માસનાં તારામંડળોનો કલ્પનારંગી પરિચય આપવા સાથે તે તારામંડળોની આપણી તેમ જ પરદેશી પુરાણકથાઓ તેમ જ લોકકથાઓનો સાથ લીધો છે. તે તે માસનું રસિક ઋતુવર્ણન પણ આપેલ છે. અને દરેક માસનાં તારામંડળોને લગતા એકાદ વૈજ્ઞાનિક વિષયને એક એક પ્રકરણમાં સમાવી દઈને, આખા પુસ્તકમાં વિજ્ઞાનને વહેંચી નાખ્યું છે, જેથી તેનું વાચન વાચકોને એકદમ ભારરૂપ ન થઈ પડે. આ રીતે ભૌતિક ખગોલશાસ્ત્રની (Physical Astronomy) પ્રાથમિક મહત્ત્વની લગભગ બધી બાબતોનો આ પુસ્તકમાં પરિચય આવી જાય છે.

ખગોળશાસ્ત્રની ઘણી શાખાઓમાં મુખ્ય બે શાખાઓ ગણાય છે: એક, ભૌતિક ખગોળશાસ્ત્ર (Physical Astronomy) અને બીજી, ખગોળ ગણિત (Mathematical Astronomy). તેમાં પ્રથમ શાખા એ અમારા અભ્યાસનો વિષય હોઈને તેની જ આમાં રજુઆત થઈ છે.

વૈજ્ઞાનિક વિષયો ભારેખમ રીતે શુષ્ક શૈલીમાં રજુ થવાને લીધે આપણી સામાન્ય જનતા તેમાં રસ લઈ શકતી નથી. સંપૂર્ણ વૈજ્ઞાનિકતા જાળવી રાખવા છતાં પુસ્તકને વિશેષ લોકભાગ્ય બનાવવા લેખમાળા વખતે લોકાદર પામેલી રસિક શૈલીનો આશ્રય અમે લીધો છે.

ગુજરાતને બહુવિધ સંસ્કારધન સાથે આકાશનિરીક્ષણની રસિક કલ્પનાદૃષ્ટિ આપનાર પૂજ્ય કાકાસાહેબનાં આશીર્વચન મેળવી શકવા માટે અમને સદ્ભાગી માનીએ છીએ. હિંદના અગ્રગણ્ય ગાણિતિક જ્યોતિષશાસ્ત્રીઓમાં ઊંચું સ્થાન ધરાવનાર શ્રી. હરિહર ભટ્ટને આ પુસ્તક તૈયાર થતું હતું ત્યારે જોઈ જવા આપેલું. 'ત્રિભંગી નૃત્ય'ના પ્રકરણમાં મકરસંક્રાન્તિ અને ઉત્તરાયણ વિષે તેમણે આપેલ સાચા માર્ગદર્શન માટે તથા પુસ્તક વિષેના તેમના અભિપ્રાય માટે તેમનો આભાર માનીએ છીએ.

પ્રકરણની શરૂઆતમાં મૂકેલા નકશાના બ્લોક વાપરવા દેવા બદલ કાઠિયાવાડ લિમિટેડ, રાણપુરના આભારી છીએ.

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

# અનુક્રમણિકા


ત્રિવિધ આકર્ષણ—કાકા કાલેલકર ૬
એક અભિપ્રાય—શ્રી. હરિહર ભટ્ટ ૭
નકશા લેવાની સમજ—નકશાનો અનુક્રમ ૮
નિવેદન ૯–૧૦–૧૧

૧ પુનિત હરણાં ... ... ... ૩
૨ નિરવધિ નયનતેજ ... ... ... ૨૩
૩ અનંત પ્રશ્ન ... ... ... ૪૨
૪ ચલાયમાન ધ્રુવ ... ... ... ૬૪
૫ આકાશી તોરણિયાં ... ... ... ૮૦
૬ પ્રકાશવર્ષનો અશ્વ ... ... ... ૯૫
૭ મહાકાય વીંછીડો ... ... ... ૧૧૬
૮ તારક-ઝૂમખાં ... ... ... ૧૩૦
૯ બ્રહ્માંડનું ચક્ર ... ... ... ૧૪૭
૧૦ આકાશગંગાને કાંઠે કાંઠે ... ... ... ૧૬૫
૧૧ ત્રિભંગી નૃત્ય ... ... ... ૧૮૨
૧૨ આકાશી અશ્વો ... ... ... ૧૯૫
૧૩ વીજળીનાં વાવેતર ... ... ... ૨૧૧
૧૪ ઘનશ્યામનું સામ્રાજ્ય ... ... ... ૨૨૮
૧૫ વિરાટપૂજન ... ... ... ૨૪૨
પરિશિષ્ટ ૧ રાશિઓ ... ... ... ૨૬૧
પરિશિષ્ટ ૨ નક્ષત્રો ... ... ... ૨૬૨
પરિશિષ્ટ ૩ તારામંડળો ... ... ... ૨૬૪
પરિશિષ્ટ ૪ પહેલા વર્ગના ૨૦ તારા ... ... ... ૨૬૭
પરિશિષ્ટ ૫ અન્ય ઊતરતા વર્ગના તારા ... ... ૨૭૦
પરિશિષ્ટ ૬ આધારભૂત ગ્રંથોની યાદી ... ... ૨૭૨
સૂચિ ... ... ... ... ૨૭૩

આખા દિવસના કામકાજના દોડાથી થાકી ગયેલ જનસમાજને આરામ આપવા રાતરાણી આવે છે. માનવી એ વખતે ઊંઘમાં પડ્યો હોય છે. એનાં થાકી ગયેલાં અંગો પર રાતરાણી તારાજડિત ગગનના વીંજણા ઢોળે છે અને માનવીને અંગેઅંગે ચેતન સીંચે છે. ગાઢ અંધારામાં યે ટમક ટમક થઈ પોતાના આત્મતેજે દીપતા એ તારાગણો નિદ્રા–ખોળે આળોટતા માનવી પર અગમ્ય રીતે પોતાનાં તેજનાં અમીવર્ષણ કરી જાય છે અને સવારને પહોરે માનવી નવચેતનવંતો થઈને પોતાની પ્રવૃત્તિ આદરી દે છે.

## તારાનાં અમીવર્ષણ

તારાનાં અમીવર્ષણ દ્વારા અજાણ્યે ચેતન ઝીલતો માનવી કદી એ દેવ–મુનિઓ તરફ નજર નાખવા નવરો નથી થતો. અજાણપણે ચેતન ઝીલવાને બદલે પોતાની દૃષ્ટિ વાટે જ એ અદ્‌ભુત જીવનરસ પીતો હોય તો ? ‘લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં ન ધોવા જવું’ એવી કહેવત માનવી વ્યવહારમાં ઘડ્યા કરે છે ખરો; પણ જ્યારે વિશ્વનો સરજનહાર ચાંદરડાંના થાળ ભરીને તેજ–છંટકાવ કરવા રાત્રે શાંત પગલીએ પધારે છે ત્યારે માનવી તો પોતાને માથે ગોદડાં વધુ ને વધુ લપેટતો જાય છે અને પેલા ઘુવડની માફક આંખો મીચી અંધકારનો આશ્રય લઈને જાણે કહેતો હોય છે કે, ‘નથી જોઈતું, નથી જોઈતું એ જીવનતેજ. કદાચ એ જીવનતેજ અમારા જીવનની ચાલુ ઘરેડનો પાટો બદલાવી નાખશે. સંકુચિત માર્ગે દોડ્યાં જતાં અમારાં જીવનને ક્યાંક પલટાવી નાખશે. પછી તો અમે જીવીએ કેવી રીતે ?’

પણ બધા માનવી કાંઈ એવા અંધકારના ગોટામાં વીંટાઈને નહિ પડ્યા રહે. ચાલો આપણે ઘર બહાર નીકળી આકાશ–ચંદરવાની નીચે ઊભા રહીને એ તારાગણોનાં દર્શન કરી લઈએ. પરંતુ અહીં પણ અંધકાર જ દેખાય છે ને ? હા...અંધકાર છે ખરો, પણ જુદી

જાતનો. એમ તો ગોદડા-વીંટયા માનવીની આંખોને પણ અંધકાર વીંટળાતો હોય છે અને અહીં સમગ્ર આકાશના ફલકને પણ અંધકાર પોતાના શ્યામલ હસ્તથી લીંપી રહ્યો છે—ફેર માત્ર એટલો છે કે પેલા ગોદડા-વીંટયા માનવીની આંખો શૂન્યને જ ભાળી શકે છે, જ્યારે આકાશી અંધકારની વચ્ચે તો કોટાનકોટિ તારકો વિવિધ રૂપરંગી આકૃતિઓરૂપે તર્યા કરે છે અને માનવીની આંખો માટે અજબ આકર્ષણ ઊભું કરે છે. જાણે કોઈ મહાવધાવણહાર અંધાર-પછેડો ઓઢીને મોતીડાંનો થાળ ભરીને ભૂમિરાણીને વધાવી રહ્યો છે. એક વાર માનવી એની સામે નજર નાખે પછી એ નજરને પાછી નહિ ખેંચી શકે એવી એની ચુંબક શક્તિ છે.

## મહિનાનાં વ્યક્તિત્વ

આ માસ માગશર. ભગવાન શ્રી કૃષ્ણચંદ્રે ગીતા ઉપદેશતાં પોતાનાં અનુપમ સ્વરૂપો ગણાવતાં કહ્યું છે કે **'मासानां मागशीर्षोऽहम्'**: મહિનાઓમાં હું માગશર છું. બધા માસમાં તેમને માગશર માસ કેમ અનુપમ લાગ્યો હશે? એનો જવાબ તો માગશર માસની શ્યામલ રાત્રિઓ જ આપશે. બારે માસને પોતપોતાનું વ્યક્તિત્વ છે. કોઈ માસની રાત્રિઓ વાદળ-ઝોટાથી ઝેડી-દડૂલે રમતી હોય છે, તો કોઈ માસની રાત્રિઓ પૂર્ણિમા-ચંદ્રના ધવલ પ્રકાશે દૂધમલિયા સાળુ ફરકાવતી હોય છે. કોઈ માસની રાત્રિઓ સમગ્ર દિનનાં ધૂળવંટાળથી નિસ્તેજ મુખે બેઠી હોય છે, તો કોઈ માસની રાત્રિઓ ટાઢને ચમકારે થીજી ગઈ હોય છે.

પણ માગશર માસની રાત્રિ તો જાણે આંખો સમય બેઠી અંધારાં ઘૂંટયા કરતી હોય છે અને જેમ જેમ એ અંધારાં ઘૂંટતી જાય છે તેમ તેમ પેલા તારાગણોનાં તેજ વિશેષ ચમકતાં જાય છે. જાણે અંધકાર અને પ્રકાશ એકબીજાનું વિરોધી સ્વરૂપ છોડી દઈને એકબીજાની સહાયે પોતાનાં આંતરિક સૌંદર્ય દાખવી રહ્યા છે. તેમનાં અપરૂપ સૌંદર્ય માનવી નીરખી શકે તે માટે વાદળાંઓએ હમણાં આકાશ-પટની રજા

લઈને કોઈ અગમ્ય સ્થાન તરફ વિહાર કર્યો છે. દિવસે પવન ફૂંકાય છે અને સાંજ નમતાં ઠંડીનો ચમકાર પણ દેખાય છે. પણ વાયુ અને ઠંડી બંને તીવ્ર સ્વરૂપ દાખવતાં નથી, તેથી ઊલટાં તેમને ખોળે આવેલ માનવીને વિશેષ તાકાત આપે છે.

આવાં કોઈ પણ આવરણોથી રહિત નિરભ્ર શ્યામલ તેજભરી રાત્રિઓ શ્યામસ્વરૂપ કૃષ્ણમહારાજને ગમી જાય તો નવાઈ પણ શી ? તેથી જ તો તેમણે નહિ કહ્યું હોય ને કે **'मासानां मार्गशीर्षोऽहम्'** ! આવી રૂપાળી રાત્રિઓને સુગંધિત કરવા માટે પેલી રાતરાણી પોતાની ગુલછડીઓના ગજરા રાતને સમયે ખુલ્લા મૂકી દે છે અને માગશરની રાતો મઘમઘી ઊઠે છે—આ તો જાણે સોનામાં સુગંધ ભળી.

આવો સૌંદર્યમય માગશર માસ કૃષ્ણના સમયમાં યુધિષ્ઠિર–શક ચાલતો ત્યારે વર્ષના પ્રથમ માસ તરીકે ગણાતો, એથી એનું બીજું નામ 'અગ્રહાયન' પડયું હતું. અગ્રહાયન એટલે વર્ષમાં મોખરે ચાલનાર માસ. પણ ત્યારબાદ કોણ જાણે ક્યારે કાર્તિક માસ આપણા વર્ષમાં પ્રથમ સ્થાન પામી ગયો અને માગશર માસે ખસીને તેને સ્થાન આપી દીધું. માગશર બીજો માસ થયો છતાં એનું સૌંદર્ય કાંઈ થોડું જ ઓછું થયું છે ? મહાપુરુષો ગમે ત્યાં બેસે, એમની તેજસ્વિતા કાંઈ ઘટે છે ?

## અંધકારનું સૌંદર્ય

માગશરની રાત્રિઓ અંધકારનું સૌંદર્ય લાવે છે. એ સૌંદર્યમાં વધારો કરે છે એ માસમાં દેખાતાં તારાઓનાં નક્ષત્રમંડળો. સાંજ નમ્યા બાદ લગભગ ૯–૯॥ વાગે પૂર્વ તરફ નજર નાખજો, જાણે ચારે તરફ મોતીડાંના અસંખ્ય હાર લટકી રહ્યા હોય તેમ લાગશે. કયો હાર જોવો અને કયો નહિ એની તેઓ રમ્ય મૂંઝવણ ઊભી કરી દેશે. પણ અસંખ્ય હાર વચ્ચે નવલખા હાર ધ્યાન ખેંચી લે તેમ પેલું મૃગશીર્ષ નક્ષત્ર આંખને તરત જ પકડી લેવાનું.

## મૃગશીર્ષનાં દર્શન

કયાં છે એ મૃગશીર્ષ નક્ષત્ર ? પૂર્વાભિમુખે ઊભા રહીને જ જરા જમણી તરફ (દક્ષિણ ભણી) નજર ફેરવશો તો ચાર મોટા તારા દેખાવાના. ઉત્તર–દક્ષિણ તરફ તેઓ લંબચોરસ આકારે આડા પડયા છે. ગામડાના ગરીબ માણસનો ભાંગલો–તૂટલો ખાટલો જ જોઈ લો. આપણા લોકો એને હરણી જ કહે છે અને તેમાંથી હરણનો આકાર પણ ઊભો કરી લે છે. એ લંબચોરસનો ઉત્તર તરફનો ઉગમણો તારો સહેજ આગળ પડતો છે–જાણે કોઈ હરણ ચાર પગ માંડીને ઊભું છે અને ઉત્તર તરફ છલાંગ મારવા તૈયારી કરી રહ્યું છે. ઉત્તર તરફ લંબાવેલા એ પગને આર્દ્રા નક્ષત્ર કહે છે. આર્દ્રા એટલે ભીનું. એ નક્ષત્રમાં વરસાદ વરસે તો પૃથ્વી જળબંબાકાર થઈ જાય અને આખું વરસ પણ વરસાદ-ભરપૂર જાય એમ ગામડાંના લોકો માને છે. તે પરથી ભડલી–વાકય કહેવાયું છે કે 'જો વરસે આર્દ્રા, તો બારે માસ પાધરા.'

આ બંને નક્ષત્ર વિષે બીજું પણ એક ભડલી–વાકય છે કે :

**માગશર ન વાયા વાવલા,**
**આદરા ન વૂઠા મેહ,**
**ભરજોબનમાં નાચો બેટડો,**
**ત્રણે હાર્યાં એહ.**

એટલે કે મૃગશીર્ષ નક્ષત્રમાં વાયુ વાય નહિ, આર્દ્રા નક્ષત્રમાં વરસાદ ન પડે અને માતાપિતાને ભરયૌવનમાં જો પુત્ર ન અવતરે, તો એ ત્રણે નિરર્થક ગયાં સમજવાં.

## ઘાઘ અને ભડલી

નક્ષત્રો વિષે આમ બોલનાર આ ભડલી છે કોણ? રખે માનતા કે એ કોઈ ટાઢા પહોરની ગપ્પી છે. એનાં વાકયો તો છે સદીઓ–જૂનાં અનુભવ–વાકયો. અને એ વાકયો મળ્યાં છે ભડલીના પિતા પેલા ઘાઘ પંડિત પાસેથી. ઘાઘ પંડિત તો હતા મહાન જ્યોતિષી,

પણ ધંધો કરતા ઘેટાં–બકરાં ચારવાનો. ઘેટાં–બકરાં ચારતાં એ દિન-રાત ખેતર, પહાડ અને ગાળીઓમાં પડયા રહેતા અને વાયુ, વાદળી, વીજળી, વરસાદ અને આકાશી નક્ષત્રો સાથે અહર્નિશ મૈત્રી સાધ્યા કરતા. વર્ષોની એ લગાતાર મૈત્રી પરથી તેમણે જે સૃષ્ટિના નિયમો જોયા તે તેમણે ભડલી પાસે મૂકયા અને ભડલીએ તે સાદી લોકભાષામાં રજૂ કર્યા. તે અનુભવવાકયો લોકોમાં ખૂબ જ પ્રચલિત છે અને તેના પરથી લોકો ચાલુ અને આવતા વર્ષનાં ભાવિ કલ્પી શકે છે.

આ ધાધ પંડિતને જ અન્ય પંડિતોએ વખાણ કરવાથી સિદ્ધરાજ જયસિંહે રુદ્રમાળનો અવિચળ પાયો નાખવા માટે શેશનાગની ફેણ પર કયાં મેખ મારવી તે જાણવા બોલાવ્યા હતા ને? ધાધ પંડિતે બતાવેલી જગ્યાએ મેખ તો મારી, પણ ભરવાડ જેવા દેખાતા આ માણસના કથનમાં સત્ય હશે કે નહિ તેની સિદ્ધરાજને શંકા જતાં ખીલી પાછી ખેંચી લીધી અને ત્યાંથી લોહીની શેડ્ય છૂટેલી એવી દંતકથા છે ને? ધાધ પંડિતે કહ્યું કે એ લોહી તો શેષનાગની ફેણનું. ફરીથી એ જગ્યાએ ખીલી મારી, પણ એ દરમિયાન શેષનાગે દર્દથી ફેણ ફેરવી લીધી હતી અને ખીલીને ઠેકાણે પૂછડી આવી ગઈ હતી. તેથી જ મનાય છે ને કે પૂછડી પર નખાયેલા પાયાવાળો રુદ્રમાળ અવિચળ ન રહી શકયો.

ઉત્તર તરફ છલંગ મારતું હરણ ત્યાંનું ત્યાં યુગયુગથી થંભી રહ્યું છે કાં? એના પર પારાધિના બાણનો ઘા થઈ ચૂકયો છે. લંબચોરસના મધ્ય ભાગમાં નજર નાખો–જાણે હરણના પેટની મધ્યમાં એકસરખા તેજે ચળકતા અને સરખા અંતરે ગોઠવાયેલા ત્રણ તારાનું બાણ અગ્નિ–વાયવ્ય ખૂણામાં વીંધાઈને બેસી ગયું છે. બાણ બહાર નીકળે નહિ અને હરણ ડગ માંડે નહિ.

આખું આકાશ ફરી વળો, પણ હરણના પેટમાં પડેલા એ બાણ જેવા સમાંતરે બેઠેલા અને સરખા પ્રકાશિત તારા તમને કયાંયે જોવા નહિ મળે. એટલે જ કદાચ આ હરણ પોતાના પેટને વીંધતા છતાં આવા રૂપાળા બાણને સહન નહિ કરી રહ્યું હોય?

આટઆટલા પ્રકાશિત તારાથી શોભતું આ હરણી–મૃગશીર્ષ નક્ષત્ર આજના દિવસોમાં ઉગમણા આકાશને સાંજથી અજવાળતું ને ઓપતું આકાશ–વન વીંઝયા કરે છે. એના તરફ નજર નાખતાં જાણે એ બોલી ઊઠશે: 'આમ જુઓ, મારા ભણી નજર કરો.' વગડાનાં હરણાં આપણને જોઈને નાસી જાય, આ હરણું તો ઊલટું ગોદડાના અંધકારમાં નાસી જનારા માનવસમાજને તેજવર્ણા શબ્દોથી બોલાવ્યા કરે.

## નક્ષત્રોમાં શિરોમણિ

આકાશમાં તારામંડળ તો ઘણાંયે છે, પણ આપણું ધ્યાન ખેંચનારું, સોહામણું અને વિસ્તારવાળું આ હરણી નક્ષત્ર તો સૌનું શિરોમણિ છે. અસંખ્ય માનવ–ટોળાં વચ્ચે યે મહાપુરુષ પોતાના ગુણ-શક્તિ વડે જુદો તરી વળે, તેમ અનેક તારામંડળો વચ્ચે આ હરણી નક્ષત્ર જુદું તરી વળે છે. મહાપુરુષને સામાન્યજનો પણ ઓળખતા હોય છે, તે રીતે ગામડાંના અભણ માણસો પણ આ હરણી નક્ષત્રને ઓળખતા હોય છે. તેઓ બીજાં નક્ષત્રો ભલે ન ઓળખતા હોય, પણ હરણી વિષે પૂછો તો તેઓ આકાશમાં એ નક્ષત્રને તરત જ ચીંધી બતાવવાના, કારણકે રાત્રે 'વાસુ' સૂવા જતી વખતે કે વહેલી પરોઢ-માં પહર ચારવા જતી વખતે આ નક્ષત્ર તેમનું હમેશનું સંગાથી હોય છે. આ નક્ષત્ર નીરખીને જ તેઓ કેટલી રાત ગઈ તેનો કયાસ કાઢતા હોય છે. જાણે હરણી નક્ષત્ર ગામડાંના લોકોનું ઘડિયાળ બની ગયું છે. આપણાં ઘડિયાળ તો ટચૂકડાં અને સોના, રૂપા કે લોઢાનાં બનેલાં, ગામડાંના લોકોનું આ હરણી–ઘડિયાળ તો અદ્દભુત તારામણિ-ઓનું બનાવેલું. કોનું ઘડિયાળ વિશેષ કીમતી?

આ હરણી નક્ષત્રને ગામડાંના લોકો ઓળખે છે તેનું બીજું પણ કારણ છે. આ સોહામણા નક્ષત્રની આસપાસ લોકસમાજમાં અનેક કથાઓ કંડારાઈ ગઈ છે અને હરણી નક્ષત્રના દર્શને દર્શને તેઓ એ કથાને સંભાર્યા કરે છે. કેવી છે એ કથા?

## હરણાંની કથા

કહેવાય છે કે એક વખત વનમાં ઘણાં હરણ રહેતાં હતાં. આ હરણનો શિકાર કરવા એક શિકારી સાંજને સમયે આવી પહોંચ્યો અને એક તળાવડીને કાંઠે શિવાલય પર ઝૂકી રહેલ બીલીના ઝાડ પર સંતાઈને બેસી ગયો. અંધારાં ઊતર્યે તળાવડીમાં હરણાં પાણી પીવા આવ્યાં અને શિકારીએ બાણ સાંધ્યું. બાણ સાંધતાં પાંદડાંનો ખડખડાટ થયો, હરણાં શિકારીને જોઈ ગયાં અને બાણ મારવાની શિકારીને ના પાડી. શિકારીએ કહ્યું : 'ઘેર બાળબચ્ચાં ભૂખે મરે છે. ન મારું તો શું કરું?' શિકારીની કંગાલિયત જોઈને હરણાંએ પોતાનાં બાળ-બચ્ચાંને સમાચાર આપીને સવારમાં પાછાં વળવાનું વચન આપ્યું. શિકારી રાહ જોતો બીલીના ઝાડ પર બેસી રહ્યો. હરણાંએ જઈને તેમનાં બચ્ચાંને વાત કરી. બચ્ચાં પણ કંગાલ શિકારીના કુટુંબનું પેટ ભરવા માબાપની સાથે સવારે સામે ચાલીને શિકારી પાસે હાજર થયાં. શિકારી આ પશુઓનું વચનપાલન અને પરોપકારવૃત્તિ જોઈને નમી પડયો, હરણાંને મૂકી દીધાં, શિવાલયમાં જઈને શિવની પૂજા કરી અને ત્યારથી હમેશને માટે શિકારીનો ધંધો છોડી દીધો.

એ દિવસ હતો મહાશિવરાત્રિનો અતિ પુણ્યકારી દિવસ. એ શુભ દિવસના અને પ્રસંગના સંભારણારૂપે આપણા જનસમાજે હરણાં અને શિકારીને આકાશમાં સ્થાપી દીધાં. હજીયે પોતાનાં આત્મતેજે પ્રકાશતાં તેઓ વર્ષોથી આકાશમાં ચમકી રહ્યાં છે અને વચનપાલન તેમ જ પરોપકારનો સંદેશો માનવજાતને દર રાત્રિએ પાઠવી રહ્યાં છે.

આ કથાનક ઉપરાંત આપણામાં એક બીજી પણ લોક-કહેવત છે: 'હરણને શીંગડેથી આંસુ દડયાં.' હરણનાં શીંગડાં કેટલાં બધાં ઊંચાં હોય છે? છતાં ઠેઠ શીંગડે જઈને આંસુ કેવી રીતે દડ્યાં હશે?

## હરણનાં આંસુ

કહેવાય છે કે એક વગડામાં હરણ અને હરણી રહેતાં હતાં. બન્ને વચ્ચે અગાધ હેત. એક દિવસ કોઈ શિકારીએ હરણીને મારી

નાખી...હરણ નાસી છૂટયો ખરો, પણ હરણી વિનાનું જીવન એને ખારું ઝેર જેવું થઈ ગયું. વનવગડામાં આથડતાં–ભટકતાં ચારે બાજુ એની નજર સામે હરણી તરવર્યા કરે. ન ખાય, ન પીએ, ન ઊંઘે, ન બેસે–બસ રખડ્યા કરે અને હરણી હરણી ઝંખ્યા કરે. આંખમાંથી આંસુ ચાલ્યાં જાય અને બાવરાની જેમ આથડયા કરે.

એક દિવસ વહેલી પરોઢમાં હરણીનું નામ જપતો, આંસુ સારતો એ વાડીઓ પાસેથી ચાલ્યો જતો હતો ત્યાં એક ખેડૂતે બીજી વાડીના ખેડૂતને બૂમ મારી : 'હવે કોસ જોડશું ને ? આ 'હરણી' પણ માથે આવી.'

ખેડૂતે તો પરોઢિયે આકાશમાં માથે આવેલી 'હરણી' નક્ષત્રનું નામ લીધું હતું, પણ હરણીનું નામ કાને પડતાં હરણે, પોતાની હરણીને માથે આવેલી માની, ઊંચે નજર કરી. એને હરણી તો ઊંચે ક્યાંથી દેખાય ? એને બદલે જાણે એના પર હસતા હોય તેવા તારા દેખાયા. આથી હરણની છાતી ભરાઈ ગઈ અને આંખમાંથી વહેતાં આંસુ દડ દડ કરતાં ઊંચે નજર કરવાથી નમેલાં શીંગડાં પરથી નીચે દડી ગયાં. આ પરથી કહેવત રચાઈ કે 'હરણને શીંગડેથી આંસુ દડયાં.'

ઉપરની બંને લોકકથાઓમાં હરણીને મારનાર શિકારી–પારધિ કયાં ? એની ઓળખાણ આવતા પ્રકરણમાં કરીશું.

લોકકથાઓમાં જ આ મૃગશીર્ષ–હરણું આવું પ્રાધાન્ય ભોગવે છે તેમ નથી. વેદકાલથી આપણા આર્યજનોનું પણ તેણે લક્ષ્ય દોરી લીધું છે અને તેના વિષે આર્ય લોકોએ કથાઓ પણ રચી છે. ઐતરેય બ્રાહ્મણમાં મૃગ અને વ્યાધની કથા આવે છે. પ્રજાપતિએ પોતાની દીકરી પર કુદૃષ્ટિ કરી. આથી દેવોએ પોતાનાં સ્વરૂપોમાંથી એક નિરાળો ભૂતવત નામે દેવ ઘડયો અને તેને કહ્યું: 'પ્રજાપતિએ ન કરવાનું કર્યું છે, માટે તેનો વેધ કર.' પ્રજાપતિ મૃગનું સ્વરૂપ ધારણ કરી નાસી છૂટયા, પણ ભૂતવત શિકારીનું સ્વરૂપ લઈને તેની પાછળ પડયા અને ત્રિકાંડ બાણ છોડી પ્રજાપતિનો વેધ કર્યો.

આ કથા પ્રમાણે મૃગશીર્ષ નક્ષત્ર તે પ્રજાપતિ, અને તેની વચ્ચે પડેલા પેલા ત્રણ તારા તે ત્રિકાંડ બાણ.

## કાલપુરુષનું નૃત્ય

પણ આ બધા કરતાંયે મૃગશીર્ષ નક્ષત્ર વિષે ઉત્તમ કલ્પના છે શિવસ્વરૂપની. બંગાળમાં તો મૃગશીર્ષ નક્ષત્રને 'કાલપુરુષ' જ કહે છે. જે તારાઓથી લોકોએ હરણીના રૂપની કલ્પના કરી તેમાં શિવના ભયાનક સ્વરૂપની કલ્પના કેવી રીતે બંધબેસતી આવશે?

જેને આપણે હરણના ચાર પગ કહ્યા હતા એને તેઓ શિવનું શરીર કલ્પે છે. વચમાં પડેલા બાણને શિવને ખભે પડેલું જનોઈ કહે છે. આગળના બે તારાની વચ્ચે થોડાક ઝાંખા તારાનું ઝૂમખું પડ્યું છે એને તેઓ મસ્તક કહે છે અને શરીરની પશ્ચિમ તરફથી તારાઓની જે હાર માથા સુધી ચાલી જાય છે એને તેઓ મસ્તક પર નૃત્ય કરતાં તોળી રાખેલો હાથ કલ્પે છે. આટલી કલ્પના કર્યા પછી પગ કલ્પવા અઘરા નથી—જાણે નૃત્ય કરવા થેઈ થેઈ નાચતા આડા-અવળા જઈ રહ્યા છે. કલ્પનાની ગડ બેસાડવી જરા અઘરી છે, પણ જ્યારે એ ઘડ બેસી જાય ત્યારે મસ્તક પર હાથ દઈને પગના ધમ-ધમાટથી આકાશને ધ્રુજાવવા ઊભા થયેલ શિવના તાંડવ નૃત્યનો જ ખ્યાલ આપણી સમક્ષ ઊભો થાય.

આવી રીતે વેદોમાં અનેક સ્થળે મૃગશીર્ષ નક્ષત્ર વિષે ઉલ્લેખ આવ્યા કરે છે. તે બધા ઉલ્લેખો પરથી લોકમાન્ય તિલક 'મૃગશીર્ષ' (Orion) નામે એક અંગ્રેજી પુસ્તક લખીને સાબિત કરી આપ્યું છે કે વેદોનો રચનાકાળ લગભગ છ હજાર વર્ષ પહેલાંનો છે અને વેદોના રચનાકાળ સમયે આર્યો ઉત્તર ધ્રુવની આસપાસ રહેતા હતા.

આ માગશર માસના દેવ ચંદ્ર કહેવાય છે. માગશરના દેવ ચંદ્ર કેમ કહેવાતા હશે? ચંદ્રના રથનાં વાહક હરણાં છે અને મૃગશીર્ષ નક્ષત્રનું કલ્પનાચિત્ર હરણ છે તેથી? કે પેલા કાલપુરુષ શંકર પોતાના

મસ્તક પર ચંદ્ર રાખે છે અને ચંદ્રમૌલિ કહેવાય છે તેથી, તેમને બળે ચંદ્રને આ સ્થાન મળી ગયું હશે ?

## શિકારીનો આકાર

જે મૃગશીર્ષ નક્ષત્રમાંથી આર્યોએ કાલપુરુષની કલ્પના કંડારી કાઢી તેમાંથી પાશ્ચાત્યોએ શિકારી (Orion–The Hunter)ની કલ્પના રચી નાખી છે. શિકારીનાં શરીર, હાથ અને પગ બરાબર શિવની પેઠે જ તેઓએ કલ્પ્યાં છે–ફેર માત્ર આટલો કરી નાખ્યો છે. વચલા ત્રણ તારાને આર્યોએ જનોઈ કલ્પ્યું, જેને પાશ્ચાત્યોએ શિકારીનો કમરબંધ કલ્પ્યો. એની નીચે લટકતા ઝાંખા ત્રણ તારા એ શિકારીના કમરબંધ સાથે બાંધેલું ખંજર. શિવનો મસ્તક પર નોળી રાખેલો હાથ તે શિકારીએ ઉગામેલો હાથ કલ્પ્યો છે. એના હાથમાં એક ગદા કલ્પી છે. એનો જમણો ખભો તો આર્દ્રા નક્ષત્ર, આ આર્દ્રાને આરબ લોકો 'એટલેજેઉઝે' કહેતા. એનો અર્થ જ દાનવનો ખભો થાય છે. અંગ્રેજો આ અરબી નામ પરથી હજી પણ આર્દ્રાને Betelegeuse કહે છે.

ડાબા ખભા પર તે સિંહનું ચામડું નાખીને આકાશજંગલમાં શિકારે નીકળ્યો છે. શિકાર કરવા જતી વખતે એની સાથે નાનાં–મોટાં બે શિકારી કૂતરાં, એકલશીંગી ઘોડો અને સસલું લઈને તે ઊપડ્યો છે. શિકારી પોતાની ગદા વૃષભ તરફ ઉગામીને દોડી રહ્યો છે. તેનાં આ બધાં સાથીઓનાં ચિત્ર મૃગશીર્ષની આસપાસ પાશ્ચાત્યોએ રજૂ કર્યાં છે. એની ઓળખાણ હવે પછી કરશું.

આ શિકારીએ જંગલમાં ઘણો ધમરોળ મચાવ્યો, જંગલમાં વસતાં માનવીઓને પણ હેરાન કર્યાં, તેના ત્રાસથી લોકો ત્રાહ ત્રાહ પોકારવા લાગ્યા. છેવટ દેવી જ્યુનોની મનેચ્છાથી એક મહા–વીંછી પૃથ્વીમાંથી સર્જાઈને આવી પહોંચ્યો. તેણે શિકારીને મહા ઝેરી ડંખ દીધો અને શિકારી અવસાન પામ્યો. જેમ ત્રાસ ગુજારનારા દૈત્યો

દેવોની સાથે અમર થઈ ગયા છે, તેમ આ મહા શિકારી પણ પાશ્ચાત્યોની કલ્પનામાં અમર થઈ ગયો અને તેને હમેશને માટે આકાશમાં સ્થાપી દીધો. એનો અંત આણનાર વીંછી પણ વૃશ્ચિક નક્ષત્રને નામે મહાશોભાયમાન સ્વરૂપે આકાશમાં અમર થઈ ને બેઠો છે. પણ એની ઓળખાણને હજી વાર છે.

## ઇતિહાસમાં અજવાળાં

આ શિકારીના અંગ્રેજી નામ 'ઓરાયન'ને માગશર માસના વૈદિક નામ 'અગ્રહાયન' સાથે ઘણું સામ્ય છે. 'અગ્રહાયન'માંથી 'ઓરાયન' શબ્દ અપભ્રંશ થઈ ગયો હશે એમ પંડિતોનું માનવું છે. આટલું માન્યા પછી પંડિતો કલ્પના કરે છે કે જ્યારે આર્યો મૃગશીર્ષ નક્ષત્રને અગ્રહાયન કહેતા ત્યારે ભારતવાસીઓ, ગ્રીક લોકો અને જર્મનો વગેરે સાથે જ રહેતા હશે. એ પછી તેઓ પ્રવાસે નીકળ્યા હશે અને જુદા પડ્યા હશે.

આપણે મૃગશીર્ષ નક્ષત્ર વિષેની લોકકથાઓ, શાસ્ત્રકથાઓ અને પાશ્ચાત્ય વાતો જાણી. એના જાણીતા તારાઓને પણ ઓળખી લીધા. પણ જે તારાને આપણે આર્દ્રા નક્ષત્રને નામે ઓળખ્યો તે તારો લાલ આંખો કરીને પોતાની વધારે ઓળખ આપવા તૈયાર થયો છે.

આર્દ્રાનો તારો ઠીક ઠીક પ્રકાશિત છે એમ આપણી આંખો આપણને કહે છે. પણ આ તારો કહે છે: 'તમારી આંખો જુએ છે એટલું જ સાચું છે એમ રખે માનતા. તમારી દૃષ્ટિ ઘણી મર્યાદિત છે. તમારી દૃષ્ટિ ન દેખી શકે તેવુંયે મારામાં અને વિશ્વમાં ઘણું છે. મારું વિરાટ સ્વરૂપ સમજીને જ વિદાય થજો હો?' આ આર્દ્રાનો તારો આકાશમાં દેખાતા દાનવ તારાઓમાંનો એક છે. તમને થશે કે દાનવ તારો એટલે જેમ દાનવનાં કદ કદી કળી શકાય નહિ, તેવું જ આ તારાઓનું છે. જેમ દાનવની આંખો લાલ લાલ હોય છે તેમ આ તારાઓ પણ લાલ લાલ રંગે ચળકતા હોય છે.

## દાનવ તારા

માનવ અને માનવસમાજ તેમના બાલ્યકાળથી પોતાની દૃષ્ટિને વિસ્તારી રહ્યા છે અને મોટી મોટી ચીજોને નીરખતા જાય છે. બાળક જેમ પ્રથમ ઘર, પછી ગામ, પછી દેશ અને પછી પૃથ્વીને મહાન માનતો જાય છે તેમ માનવસમાજ પ્રથમ આ પૃથ્વીને જ મહાન માનતો. તે પછી જેમ એનું જ્ઞાન વિસ્તર્યું તેમ એને ખબર પડી કે આ પૃથ્વી તો સૂર્યમંડળની એક સામાન્ય સભ્ય જ છે. સૂર્ય જ એનાથી એટલો બધો મોટો છે કે આવી ૩૦૦ પૃથ્વીઓ એમાં સમાઈ જાય. પણ આવડા મોટા ૨૫૦ સૂર્યો સમાઈ જાય એટલો મોટો આ આર્દ્રા નક્ષત્રનો તારો છે.

વૃશ્ચિક નક્ષત્રમાં એક પારિજાત નામનો તારો છે એમાં તો વળી આપણા ૪૫૦ સૂર્યો સમાઈ જાય એવડો તે મોટો છે. સ્વાતિ નામના તારામાં આપણા ૨૫ સૂર્યો સમાઈ જાય. તેમના આવડા મોટા કદને કારણે જ તેમને દાનવ તારાઓ–Giant Stars કહેવામાં આવે છે.

આ દાનવ તારાઓ એમની વિશાળતાને કારણે જ મહત્ત્વ નથી ધરાવતા, તેઓ તો સમગ્ર તારાઓનો ઇતિહાસ શોધવામાં મદદરૂપ બન્યા છે. તેઓનું સ્વરૂપ આટલું બધું શા માટે વિરાટ છે તે તપાસતાં વૈજ્ઞાનિકોને માલૂમ પડ્યું છે કે આ તારાઓ હજી પ્રાથમિક દશામાં છે. હજી તેઓ બંધાતા આવે છે. તારાઓ જ્યારે પ્રાથમિક દશામાં હોય છે ત્યારે તેમનામાં બહુ ગરમી હોતી નથી. જેમ લોઢું થોડું ઘણું તપેલું હોય છે ત્યારે લાલ હોય છે, તેમ આ તારાઓ પણ લાલ રંગે દીપતા હોય છે. આથી જ તેઓ રક્ત દાનવ (Red Giants)ને નામે ઓળખાય છે.



ચિત્ર નં. ૩

ચિત્રની મધ્યે ટપકાસમ દેખાતા સૂર્યના પ્રમાણમાં થોડાક દાનવતારાઓનાં કદ.
સૂર્ય–વ્યાસ ૮૬૫,૦૦૦ માઇલ  સ્વાતિ–વ્યાસ ૨૧.૦૦૦,૦૦૦ માઇલ
આર્દ્રા-વ્યાસ ૨૧૫,૦૦૦,૦૦૦ માઇલ  પારિજાત-વ્યાસ ૪૦૦,૦૦૦,૦૦૦ માઈલ

## માનવીની ખોજ

જેમ 'હજી કાંઈક મોટું, હજી કાંઈક મોટું' વિચારતો માનવી વિશ્વનિયંતાના **મહતો મહીયાન** સ્વરૂપના એક વિભાગ જેવા આવા દાનવ તારા સુધી પહોંચી ગયો છે, તેમ આ વિશ્વ શાનું બનેલું છે તે તપાસતાં માનવી વિશ્વનિયંતાના **અણોરણીયાન્** સ્વરૂપના એક વિભાગ જેવા અણુ–પરમાણુ સુધી પહોંચી ગયો છે. પરમાણુઓનાં પણ તેમણે વિભાગીકરણ કર્યાં છે અને પરમાણુ એક કેન્દ્ર (Nucleus)ની આસપાસ ભમતાં વીજાણુઓ (Electrons)નું બનેલું છે તેમ શોધી કાઢ્યું છે. કેન્દ્રને વળગેલાં આ વીજાણુઓ સારી પેઠે જગ્યા રોકી લે છે.

આ વિરાટ તારાઓમાં ખાસ ગરમી હોતી નથી, તેથી કેન્દ્રથી વીજાણુઓ જુદાં પડતાં નથી અને તે ખૂબ વિશાળ જગા રોકી લે છે. પરિણામે આ તારાઓ આટલું બધું વિશાળ સ્વરૂપ ધારણ કરીને બેઠા છે.

પણ આ વિશાળતા તો પેલા રબરના ફૂગા જેવી. ફૂગામાં પણ હવા હોય છે ને? એ હવાને દુનિયાના સારામાં સારા પંપથી બહાર કાઢી નાખીએ એવા આ તારા હળવા હોય છે. અંદર ભાર જ નહિ ને! એને જોખીએ તો કેટલુંક વજન થાય? આર્દ્રાનો તારો ૨૫૦ સૂર્યોને પોતાની અંદર સમાવી દે એટલો મોટો છે, પણ એને જોખીએ તો માંડ ૫ સૂર્યો જેટલું એનું વજન થાય.

## સમાંતર સ્વરૂપી તારા

આ તારાઓ સળગતા ગોળા છે. જેમ અગ્નિના તિખારા પડયા પડયા પોતાની ગરમી છોડી છેવટ ઠંડા પડી જાય છે, તેમ આ તારાઓ પણ ગજબ વેગથી પોતાની સપાટી પરથી ગરમી છોડી રહ્યા છે. જેમ જેમ તેઓ ગરમી છોડતા જાય છે, તેમ તેમ એમનો ફરવાનો વેગ વધતો જાય છે. અને ફરવાનો વેગ વધતાં તેઓ પોતાના જ ભારથી પિસાતા જાય છે, પરિણામે તેઓનું કદ નાનું બનતું જાય છે. કદ નાનું બનતાં અને વેગ વધતાં તેમની આંતરિક ગરમી પણ વધતી જાય છે અને કેન્દ્રથી વીજાણુ છૂટાં પડતાં જાય છે અને કદ નાનું અને નાનું બનતું જાય છે. આવા તારાઓનાં કદ, વજન અને રંગ એક સમાંતર સ્વરૂપે ફરતાં રહે છે તેથી તેમને 'સમાંતર સ્વરૂપ તારાઓ' (Main Sequence Stars) કહે છે. તેઓ વાદળી, સફેદ અને પીળા એમ વિવિધ રંગે શોભતા હોય છે. આપણો સૂર્ય આ વર્ગનો જ તારો છે અને મોટા ભાગના તારાઓ આ વર્ગમાં સમાઈ જાય છે.

## વામન તારા

પણ હજુયે તારાઓનો એક ત્રીજો વર્ગ બાકી રહે છે, અને તે વામન તારા. જેમ જેમ તારાઓનો વેગ વધતો જાય છે, તેમ તેમ

એની આંતરિક ગરમી વધતી જાય છે અને કેન્દ્રથી વીજાણુઓ તૂટતાં જાય છે. આવાં તૂટેલાં કેન્દ્ર અને વીજાણુઓને તારાઓનું પોતાનું વજન દબાવી દે છે. અને ઠાંસી ઠાંસીને થોડાક જ વિસ્તારમાં સમાવી દે છે. એમાંથી એકાદ મૂઠી ભરો તોયે સેંકડો ટન એનું વજન થઈ જાય ! પકડતાં હાથ અને કલ્પતાં મન તૂટી જાય એવી જ વાત છે ને ! આવા તારાઓ ગજબ ગરમીને કારણે અત્યંત તપાવેલા લોઢાની માફક તદ્દન સફેદ રંગના બની જાય છે અને ઠાંસીને ભરાઈ જવાને કારણે તેમને સફેદ વામનઃ (White Dwarfs) કહેવામાં આવે છે. ક્રમની દૃષ્ટિએ જોઈએ તો પેલા દાનવ તારા લાલગુલાબી ગાલે શોભતાં બાળક કહેવાય, સમાંતર સ્વરૂપી તારા વિવિધરંગી યુવાન કહેવાય અને આ સફેદ વામનો લાલ લોહી ગુમાવી બેઠેલા સફેદ પૂણી જેવા બની ગયેલ બુઢ્ઢા કહેવાય ! વૃદ્ધ માણસો ઘસાઈ ઘસાઈને તથા કેડેથી વળી જઈને વામન જ બની જાય છે ને ?

આવા વામન તારાઓમાં વાન માનેનો તારો (Van Maane's Star) ખાસ ધ્યાન દોરી લે છે. આ તારો માંડ આપણી પૃથ્વી જેવડો છે અને સૌથી નાનો તારો એ ગણાય છે, પણ જો એનું વજન કરવામાં આવે તો લાખો પૃથ્વીઓ એની પાસે નાની પડે.

કુદરતની પણ બલિહારી છે ને ! એ વિરાટ પણ થઈ શકે છે અને વામન પણ થઈ શકે છે. વિરાટ થાય છે ત્યારે એનો એને બોજો હોતો નથી અને વામન થાય છે ત્યારે એ બોજાહીન બની જતી નથી. દુનિયાના સામાન્ય નિયમોથી એ અવળી વર્તે છે અને નિયમોથી પોતાનાં જીવન અને પ્રવૃત્તિઓને રૂંધી રહેલા માનવીઓ પાસે નિયમરહિત જીવનનો સુંદર દાખલો રજૂ કરી જાય છે.

આ દાનવ તારાથી માંડીને વામન તારાઓ તેમના જીવનની એક બીજી વાત પણ કહી જાય છે. બ્રહ્મહૃદયનો તારો રાક્ષસી તારો છે. એ સૂર્ય કરતાં બારગણો મોટો છે, પણ તેની આંતરિક ગરમી સૂર્ય

કરતાં માત્ર (૫૦ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ) ચોથા ભાગની છે. (સૂર્યની આંતરિક ગરમી ૨૦૦ લાખ ડિગ્રી સેન્ટીગ્રેડ છે.)

## વિનાશને પંથે

તારો દાનવ સ્વરૂપમાં હોય છે ત્યારથી પોતાની ગરમી અવકાશમાં ફેંકયા જ કરે છે–ફેંકયા જ કરે છે. સાથે સાથે તેની આંતરિક ગુરુત્વાકર્ષણની શક્તિ તેને સંકોચે છે અને વિકસાવે છે. તે કારણે તેની ગરમી ફેંકવાની શક્તિમાં વધારો–ઘટાડો થયા કરે છે. પણ ગરમી ફેંકતો ફેંકતો તે છેવટે સફેદ વામનની સ્થિતિમાં પહોંચવાનો જ. આ સ્થિતિએ પહોંચતાં તેણે બહાર ફેંકેલી ગરમી સાથે તેનું વજન પણ ઘટી જવાનું અને છેવટ તેનો નાશ થવાનો.

આપણો સૂર્ય પોતે આ રીતે દરેક સેકંડે ૪૦ લાખ ટન વજન ગુમાવી રહ્યો છે. અહોહોહો ! કેટલો બધો વજન–નાશ ! સૂર્ય થોડા જ દિવસમાં વજન ગુમાવીને નાશ પામશે કે શું ? ના રે ના, એવી બીક રાખશો મા. આ વજન તો એના સમગ્ર વજનની સરખામણીમાં અણુસમ છે. એટલે તેનું સમગ્ર વજન નાશ પામતાં પહેલાં કરોડો વર્ષો નીકળી જશે.

બધા તારા આવા વજન–વિનાશને જ પંથે છે. તેમના વજન–વિનાશની ગણતરી પ્રમાણેજ તેમનો નાશ થાય તેમ પણ નથી. વજનનો વિનાશ થતાં તેઓ જેમ દુર્બળ થતા જવાના તેમ તેમની ગરમી (સાથે વજન) ફેંકવાની શક્તિ પણ ઘટી જવાની. જેમ અશક્ત થયેલા વૃદ્ધ માણસો પોતાની શક્તિ ઓછામાં ઓછી વાપરીને લાંબું જીવ્યે જાય છે, તેમ આ તારા લાંબું જીવવાના ખરા. છતાંયે વહેલોમોડો છેવટ તેમનો વિનાશ તો ખરો જ.

## આકાશનું વિભાગીકરણ

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં આપણે આકાશનું વિભાગીકરણ સમજી લઈએ.

જે આકાશની અંદર આવડાં મોટાં તારાઓ અને તારામંડળો વસેલાં છે તેને આડેધડ આપણે જોવા બેસીએ તો અજાણ્યો માણસ મહા અટવીમાં ભૂલો પડી જાય તેમ આપણે પણ ભૂલા પડી જઈએ. એ માટે જ આપણા જ્યોતિષશાસ્ત્રીઓએ આખા આકાશને નીરખવા માટે ચોક્કસ વિભાગ કરી નાખ્યા છે.

જેમ આપણી પૃથ્વીના બે છેડા ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ છે, તેમ આકાશી ગોળાર્ધને પણ ઉત્તર અને દક્ષિણ ધ્રુવ છે. આ બંને ધ્રુવની વચ્ચે આવેલી રેખાને (મોસંબીને પેટાળમાંથી ચીરતાં બે ભાગ પડે તે રેખાને) વિષુવવૃત્ત કહેવામાં આવે છે. પણ આકાશી ફલક પરના જે ભાગ પરથી સૂર્યમહારાજ રાતદિન પોતાનો સુવર્ણરથ ખેડતા પરિભ્રમણ કરતા દેખાય છે તેને ક્રાન્તિવૃત્ત કહે છે.

આ ક્રાન્તિવૃત્તની આસપાસ જ મોટાં મોટાં તારામંડળો વસેલાં છે. જેમ એક શહેરથી બીજે શહેર જતા રાજમાર્ગની બંને બાજુ ગામગામડાં વસેલાં હોય છે તેવી જ રીતે આ સૂર્યમહારાજના આકાશી રાજમાર્ગ ક્રાન્તિવૃત્તને તારામંડળનાં ગામ શોભાવી રહ્યાં છે.

આ ક્રાન્તિવૃત્તના બાર ભાગ પાડવામાં આવ્યા છે અને તેને રાશિ કહેવામાં આવે છે. લાલ પાઘડી બાંધી, કપાળમાં મોટો ચાંદલો કરી, પાઘડીમાં ટીપણું ખોસી જોષી મહારાજ આંગળીનાં ટેરવાં ગણતા, હોઠ ફફડાવતા નામ લેતા હોય છે તે જ આ રાશિઓ: મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, કુંભ અને મીન. જે માર્ગનું રાશિઓએ વિભાગીકરણ કર્યું તે માર્ગનું નામ પણ રાશિઓ પરથી રાશિચક્ર પડી ગયું.

## સત્તાવીસ નક્ષત્રો

પણ આ રાશિઓ તો રામાયણ જેવડા મોટા પુસ્તકના કાંડ જેવી થઈ. જેમ કાંડના પણ અધ્યાય પાડવામાં આવે છે, તેમ આ રાશિઓના પણ ભાગ પાડવામાં આવ્યા છે. આ ક્રાન્તિવૃત્તના બીજા

સત્તાવીસ ભાગ પાડવામાં આવ્યા છે અને તેમને નક્ષત્ર કહેવામાં આવે છે. આવડા મોટા આકાશ–પુસ્તકને પ્રકરણો ન હોય તો વાંચનાર મૂંઝાઈ જાય ને ? આ સત્તાવીસ નક્ષત્રો ક્રાન્તિવૃત્તની આસપાસ ઉત્તર કે દક્ષિણ તરફ ગોઠવાયેલાં છે. લોકો વાતો કરતાં હોય છે કે 'હમણાં અમુક નક્ષત્ર ચાલે છે.' એનો અર્થ તે નક્ષત્રમાં હમણાં સૂર્ય સંચાર કરે છે તેમ થાય. દરેક નક્ષત્રમાં સૂર્ય ૧૪ દિવસ રહે છે. જે નક્ષત્રમાં સૂર્ય હોય તે નક્ષત્ર એ દિવસોમાં આપણને ન દેખાય, કેમકે એ નક્ષત્ર પાસે સૂર્ય હોય એટલે સૂર્યના તેજથી તે ઢંકાઈ જાય.

આ દરેક નક્ષત્રને ઘેર ચંદ્ર રોજ મહેમાન થઈને ઉતારો કરે છે અને ૨૭⅓ દિવસમાં આખું ચક્કર પૂરું કરી લે છે. પણ ચંદ્ર એ ચક્કર પૂરું કરે એ દરમિયાન પૃથ્વી સૂર્યની આસપાસ ફરતાં અવકાશમાં દૂર નીકળી ગઈ હોય છે. તે અંતર પૂરું કરવા બીચારા ચંદ્રને બીજા બે દિવસ દોડવું પડે છે અને ૨૯॥ દિવસમાં એના નામનો ચાંદ્રમાસ પૂરો થાય છે. ચંદ્ર દરેક નક્ષત્રની આમ રોજ મુલાકાત લે છે તેથી તેને નક્ષત્રનાથ, નક્ષત્રપતિ વગેરે કહેવામાં આવે છે.

એક જ ગોળના બે જાતના વિભાગ : બાર રાશિઓ અને સત્તાવીસ નક્ષત્ર. એ પ્રમાણે દરેક રાશિને ભાગે સવા બે નક્ષત્ર આવે. આપણે આ પ્રકરણમાં જેની ઓળખાણ કરી તે મૃગશીર્ષ નક્ષત્ર અર્ધું વૃષભ રાશિમાં આવે છે અને અર્ધું મિથુન રાશિમાં આવે છે.

આ સત્તાવીસ નક્ષત્રોમાં બાર નક્ષત્રોનાં નામ બરાબર આપણા બાર માસ જેવાં છે. જેમકે માગશર માસ અને મૃગશીર્ષ નક્ષત્ર, મહા માસ અને મઘા નક્ષત્ર, શ્રાવણ માસ અને શ્રવણ નક્ષત્ર. આ દરેક નક્ષત્રની આસપાસ તે તે માસની પૂર્ણિમાએ ચંદ્ર પોતાની રાવટી તાણીને આખી રાત પસાર કરે છે. નક્ષત્રથી માસને મહત્ત્વ મળ્યું અને માસથી નક્ષત્રને મહત્ત્વ મળ્યું. બંનેનું મહત્ત્વ વધારનાર તો પેલો નક્ષત્રનાથ ચંદ્ર જ ને ?

## ૨

# નિરવધિ નયનતેજ

આજે તો પોષ માસની બીજ છે. ભગવાન શંકરના માથા પર વિરાજે છે એવી બીજના ચંદ્રની લકીર આથમણા આકાશને પોતાનાં આછાં તેજથી અજવાળી રહી છે. બીજની શીંગડી માથે ઢંકાઈ ગયેલા ચંદ્રનું આછું પ્રતિબિંબ પડે છે. જાણે વાંકી ગેડી પર દડો ટેકવ્યો છે. પણ જરા ઊંચે નજર કરો. શુક્ર, ગુરુ, મંગળ અને શનિના ગ્રહની હારમાળાએ એક દોરી રચી દીધી છે, અને નીચે જાણે નાની ચાંદા–બીજની તાંસળી ટાંગી અંદર ગોરસ રેડી દીધું છે. પણ ના ના, પાસેની વાડીમાં કોસ હાંકી ક્યારાને પાણી પાતો પાણેતિયો કહે છે કે, 'આખો દિવસ મોરલા તગડી, મારી ગોફણને રાત પડતાં મેં આભે ટિંગાડી રાખી છે. મંગળ–શનિ ગોફણની પકડ, ગુરુ–શુક્ર એની દોરી અને પેલો બીજનો ચંદ્રમા ગોફણનું પેટાળ. અંદર મેં ધોળો ધોળો ગોળ પથ્થર ભરાવી રાખ્યો છે એ તમને નજરે નથી ચડતો ?'

## પુષ્ટિદાતા પોષ

આ તો પોષ માસ. 'પોષ અને આંગળી શોષ.' આંગળી પણ શોષાઈ જાય એવી ટાઢ આખો માસ પોષ આપણાં અંગો પર ઢોળ્યા કરવાનો અને તાજાં તાજાં આવી પહોંચેલાં અન્નનાં કણેકણમાંથી પોષણ ખેંચીને આપણને આંતરિક તાકાત આપ્યા કરવાનો. પોષ શરીરને બહારથી સંકોચશે, પણ માનવીનો જઠરાગ્નિ વિશેષ પ્રદીપ્ત થઈને જવાબ આપશે : 'વાંધો નહિ, બહારથી તું તારે શોષ્યા કર. હું અંદરથી અન્નનું

શોષણ કરીને માનવીનું વિશેષ પોષણ કરીશ.' પોષ માસના દેવ પોતે જ પુષ્ય : પોષણ આપનારા. એમના સામ્રાજ્યમાં બીજું થાય પણ શું ?

હજી તો પોષ માસ બેઠો છે, પણ ખિજાયેલો સાપ રાફડા બહાર નીકળતાંવેંત ધડ દઈને ફેણ પછાડે તેમ એણે ટાઢની ફેણ પછાડી છે. જાણે પોતાના ત્રીસ દિનના સામ્રાજ્યનું આવતાંવેંત આપણને ભાન કરાવવાની ઇચ્છા હોય તેમ એણે પોતાની અંદર સમાયેલી બધી ટાઢને આપણા પર નિચોવી નાખી છે. એ ટાઢના ચમકારમાં પશુ, પંખી, માનવી સૌ ગોટપોટ થઈને પોતપોતાનાં સ્થાનકોમાં ઘૂસી ગયાં છે. ઝાડપાન હિમની બીકમાં ઠૂંઠવાઈ ગયાં છે.

બીચારાં પાણી તો ઠરીને ઠીકરું થઈ ગયાં છે. અમસ્થાં આખો દિવસ પાણીની છોળો ઢોળતાં લોકો આજકાલ તો પાણીના ટીપાથી યે નાસે છે. પાણીનું એકાદ ટીપું અંગ પર પડી જાય તો યે જાણે વીંછીના ડંખની વેદના ઊભી કરી દે છે. પોષ તો આખો માસ ફરી ફરીને પેલા વીંછીના ડંખની જેમ–એક વાર ન લાગે તો બીજી વાર, બીજી વાર ન લાગે તો ત્રીજી વાર એમ–વારંવાર ટાઢની ચોટ માર્યા કરવાનો અને માનવીને ડરાવીને ઘરમાં પૂરી દેવાનો.

## પ્રકાશિત વ્યાધ

પણ માનવી કરતાં પેલા તારલાઓનો ન્યાય અનોખો લાગે છે. માનવીઓનાં માળખાંની ક્ષુદ્રતા સામે હસતા તેઓ ટાઢમાં વિશેષ પ્રકાશે ગગનને ગોખે ટમટમી રહ્યા છે. થોડી વાર થઈ અને પેલી બીજની ચંદ્રિકા પોતાના સૌંદર્ય–તેજની લકીર તાણીને અલોપ થઈ ગઈ અને ઘેરા અંધકારમાં તારાઓનો ટમટમાટ વિશેષ પ્રકાશિત બની ગયો. ચારે તરફ તારાઓનું અણિશુદ્ધ સામ્રાજ્ય સ્થપાઈ ગયું. જુઓ, જુઓ, પૂર્વ તરફ નજર નાખતાં જ, ગયે માસે જેનો પરિચય કર્યો તે મૃગ છલંગો મારતો પોતાના તેજવેગે દોડી રહ્યો છે અને આપણી નજરને ખેંચી રહ્યો છે!

પણ આ હરણનો શિકાર કરનાર પેલો વ્યાધ–શિકારી ક્યાં ? આ શિકારીનો પત્તો તેનું બાણ જ શોધી આપશે. મૃગ તરફ શિકારીએ મારેલું બાણ બહાર નીકળીને જેમ તેમ જઈ પડવાને બદલે મૃગના પેટમાં જેમનું તેમ ગોઠવાઈ ગયું છે. એ બાણના ત્રણ તારાઓમાંથી દક્ષિણ દિશા તરફ એક લાંબી લીટી દોરો એટલે એક પ્રકાશિત તારા સાથે લીટી ભટકાઈ પડશે. તેના જ બાણને આધારે આપણે વ્યાધને શોધી કાઢ્યો તેથી તે હસી પડ્યો છે અને તેનું ખિલખિલાટ હાસ્ય તેના મુખ પર પ્રકાશ પાથરીને તેને ઉજ્જ્વલ બનાવી રહ્યું છે.

આસપાસ નજર કરો—અરે, આખા આકાશ પર નજર ફેરવી વળો ને, આ વ્યાધ જેવો પ્રકાશ બીજા કોઈ તારાના મુખ પર નહિ દેખાય. સમગ્ર આકાશમાં આ વ્યાધ પોતાના પ્રકાશને કારણે પ્રથમ સ્થાન ધરાવીને બેઠો છે. આ કારણે એનું અંગ્રેજીમાં નામ સિરિયસ : Sirius પડી ગયું છે. એનો અર્થ જ પ્રકાશિત : Sparking થાય છે. આપણી લોકકથામાંહેનો શિકારી હિંસાનો ધંધો છોડી પ્રાયશ્ચિત્ત બાદ ઉન્નત જીવન તરફ વળ્યો હતો ને ? આવા ઉન્નત જીવનની કથા પ્રકાશિત સ્વરૂપે આપણી સમક્ષ રજૂ થાય એમાં જ તેનું ઔચિત્ય છે ને ?

## શિકારી કે કૂતરો ?

આ તારાને આપણે વ્યાધ કહીએ છીએ. તેને પાશ્ચાત્યો મોટો કૂતરો Canis Major : Big Dog કહે છે. તેમને મન આપણું મૃગશીર્ષ એ શિકારી છે અને તેની પાછળ પળતો આ વ્યાધ કૂતરો છે. પેલા શિકારીની સાથે નીકળેલો તે કારણે એને આકાશમાં સ્થાપવામાં આવ્યો છે ખરો, પણ એના વિષે યુરોપમાં એક બીજી પણ કથા છે. પુરાણકાળમાં આ અવની પર એક અદ્દભુત કૂતરો પેદા થયેલો. તેને માનવીઓએ દેવોને અર્પણ કરેલો. એ કૂતરાનો વેગ અને તાકાત જોઈને ભગવાન જ્યુપિટર તેના પર ખુશ થઈ ગયા અને તેને આકાશમાં સ્થાપી દીધો.

યુરોપ શું, મિસરમાં પણ આ તારાને કૂતરાને નામે જ ઓળખ-વામાં આવતો અને હજીયે તેનાં ચિત્રો મિસરના અવશેષોમાં મળી આવે છે. ઉનાળાની અધવચ્ચે જ્યારે આ તારો મિસરમાં દેખાતો ત્યારે તેમની મહાનદી નાઇલમાં પાણીનાં પૂર આવતાં. આ પરથી ત્યાંના લોકો એમ માનતા કે આ તારો પોતે આકાશમાંથી જલ–વર્ષા કરે છે અને નાઇલમાં પાણી ઊભરાય છે.

વ્યાધના આ પ્રકાશિત તારાએ પેલા મૃગશીર્ષની જેમ જ પોતાની આસપાસ કથા અને કલ્પનાઓની જાળ–ગૂંથણી ઊભી કરી દીધી છે. પણ એ તો બધાં બાહ્ય સ્વરૂપો થયાં. એનાં આંતરિક સ્વરૂપો પણ આપણને થોડીક વિશેષ વાતો અને હકીકતો કહી જાય તેમ છે.

આ વ્યાધના તારાએ આકાશમાં સૌથી વિશેષ પ્રકાશિત તારા તરીકે સ્થાન તો લીધું છે, સાથે સાથે તેણે તારાઓના તેજનો વર્ગ-વિસ્તાર છોડીને અનોખું જ સ્થાન ઊભું કરી લીધું છે. તારાઓના તેજનો વર્ગ–વિસ્તાર એટલે શું?

## તારાઓના વર્ગ

આકાશની અંદર નજર ફેંકતાં આપણને જાતજાતના તારા દેખાશે. કોઈ તારા એમના તેજથી આપણી આંખોને પકડી રાખવાના, તો કોઈ ઝાંખા તારાને પકડવા આપણે આંખોને ખેંચવી પડવાની. આપણી આંખોને ઊડીને વળગી પડે એવા તેજસ્વી વીસેક તારાઓને હીપાર્કસ નામના જ્યોતિર્વિદે પ્રથમ વર્ગમાં મૂકી દીધા અને જેને જોવા માટે આંખોને ખેંચવી પડે એવા તદ્દન ઝાંખા તારાઓને છઠ્ઠા વર્ગમાં મૂકી દીધા. બીજા તારાઓ એમનાં તેજ અનુસાર બીજા, ત્રીજા, ચોથા કે પાંચમા વર્ગમાં આવી ગયા.

પેલાં મોતીના પણ જેમ તેમનાં તેજ અને ગુણ પ્રમાણે વર્ગ પાડવામાં આવે છે તેમ જ તારાઓનું થયું. તારાઓ પણ આકાશે ચમકતાં મોતી જ છે ને? એમનું મૂલ્ય પણ અમૂલ્ય છે એટલે તેમના

વર્ગીકરણમાં પાછળથી વધારે ચોક્કસાઈ લાવવામાં આવી અને પહેલા વર્ગનો તારો બીજા વર્ગથી અઢીગણો પ્રકાશિત હોય એમ ઠરાવવામાં આવ્યું. એ જ ક્રમ નીચે ઊતરતો ચાલ્યો. બીજા વર્ગનો તારો ત્રીજા વર્ગના તારા કરતાં અઢીગણો પ્રકાશિત જોઈએ. આ રીતે ગણતાં છઠ્ઠા વર્ગના તારા કરતાં પહેલા વર્ગનો તારો ૧૦૦ ગણો પ્રકાશિત હોય.

આપણી નરી નજર છઠ્ઠા વર્ગના તારા સુધી જોવાનું કામ આપી શકે છે, પણ આપણે આપણી નજરને ટેલિસ્કોપ અને એવાં બીજાં યંત્રોની મદદથી અવકાશમાં લંબાવી છે અને ઠેઠ ૧૦-૧૫ અને ૨૦મા વર્ગના તદ્દન ઝાંખા તારાઓને નીરખી શકીએ તેટલી તાકાત-વાન બનાવી દીધી છે. બીચારા ૨૦મા વર્ગના તારાઓ! તદ્દન અંધારે ખૂણે જઈને સંતાઈને આપણાથી ડરીને બેસી ગયા તો આપણે યંત્રોથી આંખો ફાડીને તેમને પકડી પાડ્યા! હજીયે તેનાથી ઝાંખા થઈને કોઈ તારા બેઠા હશે તો તેમનીયે ભલીવાર નથી.

## ટેલિસ્કોપની આંખે

આ ટેલિસ્કોપ કેટલી ઝીણવટથી તારાઓને ગણી શકે છે તેનું પ્રમાણ જાણવું છે? છઠ્ઠા વર્ગના તારાઓને દેખી શકતી આપણી આંખની તાકાત આ ટેલિસ્કોપના એક ચોરસ ઇંચના વીસમા ભાગ જેટલી છે. પેલા મહાન વૈજ્ઞાનિક હર્શલનો ૧૮ ઇંચવાળો ટેલિસ્કોપ આપણી આંખ કરતાં ૫૦૦૦ગણો મોટો કહી શકાય. તેની અંદર ૧૫મા વર્ગના તારા નીરખી શકાતા હતા. ૬૦ ઇંચના ટેલિસ્કોપમાં આપણી આંખ કરતાં ૫૭,૬૦૦ ગણો વિસ્તાર દેખી શકાય અને ૧૮મા વર્ગના તારા નીરખી શકાય. માઉન્ટ•વિલ્સનની વેધશાળાનો ૧૦૦ ઇંચનો ટેલિસ્કોપ આપણી આંખ કરતાં ૨૫૦,૦૦૦ગણો વિસ્તાર દેખી શકે છે. અને હવે તો ૨૦૦ ઇંચનો ટેલિસ્કોપ તૈયાર થઈ રહ્યો છે. એને આપણી આંખો કરતાં કેટલો વિશાળ ગણી શકાય!

ગજબ છે ને આ ટેલિસ્કોપ! આપણી આંખ એ. શંકર ત્રિનેત્રઃ

ત્રણ આંખવાળા. એક માથું ઊડી ગયા પછી બ્રહ્મા ચતુર્મુખ રહેતાં તેમને આઠ આંખ. ષડાનન કાર્તિકસ્વામીને બાર આંખ. પેલા દશાનન રાવણને વીસ આંખ. અરે, એથી યે ખૂબ દૂર છલાંગ મારીએ તો ઇંદ્ર સહસ્રનેત્ર ગણાય છે. પણ આ ટેલિસ્કોપની વિશાળ દૃષ્ટિ પાસે આ સહસ્રનેત્ર ઇંદ્રની દૃષ્ટિ કેટલી પરિમિત લાગે છે !

## આકાશમાં તારા કેટલા ?

આવી વિશાળ ટેલિસ્કોપ–નજરમાં કેટલા તારા દેખાય છે ?

તમને અમસ્થું કોઈ પૂછે કે આકાશમાં તારા કેટલા ? તમે તરત જ કહી ઊઠવાના : નવલખ તારા. કોઈ પૂછે કે તમે નરી આંખે કેટલા તારા ગણી શકો ? તો તમે લાખોનો આંકડો આપવાના. પણ ના, આ એક ભ્રમણા છે. નરી આંખે માંડ ૩૦૦૦ તારા જ ગણી શકાય છે. દુનિયાના સૌથી મોટા ટેલિસ્કોપથી ૧૦ કરોડ તારા ગણી શકાયા છે. ખાધાપીધા વગર કે ક્ષણનો આરામ લીધા વગર ૧૫ દિવસ સુધી લગાતાર ગણ્યા કરો એટલા આ તારા !

જેમ જેમ ટેલિસ્કોપના કાચનો વ્યાસ વધતો જાય છે તેમ તેમ વધારે તારા ઝડપાતા જાય છે. પણ એક વાત સાચી છે–જેમ જેમ અવકાશમાં આગળ વધીએ છીએ તેમ તેમ તારા ઓછા થતા જતા લાગે છે. પહેલા વર્ગના તારા કરતાં બીજા વર્ગના તારા ૩.૪ ગણા વધારે છે. સાતમા વર્ગના તારા કરતાં આઠમા વર્ગના તારા ત્રણગણા વધારે છે. પણ પંદરમા વર્ગ કરતાં સોળમા વર્ગના તારા માત્ર ૧.૭ ગણા જ વધારે છે. આમ તારા ધીમે ધીમે ઓછા થતા જાય છે.

જ્યાં ટેલિસ્કોપ તારા પકડતાં થાકે છે ત્યાં ફોટોગ્રાફી મદદમાં આવે છે. તારાના પરિભ્રમણની સાથે ટેલિસ્કોપ ફરી શકે તેવી રીતે તેને ગોઠવી તેની પાછળ કેમેરા મૂકી દેવામાં આવે છે. એક જ ઝબકારામાં આંખ દેખી શકે તેના કરતાં ત્રણ–ચાર–પાંચ કલાક સુધી

ઉઘાડી આંખે કેમેરા ઝાંખામાં ઝાંખા તારાનું તેજ ભેગું કરીને તેનું સ્વરૂપ પકડી લે છે.

## તારાઓનું સાચું તેજ

તારાઓના આ વર્ગથી એક ગોટાળામાં રખે પડી જતા. તારાઓના તેજના આ વર્ગ તો આપણી નરી આંખે દેખાતા તેજ પરથી પાડવામાં આવેલા છે. તેમનું સાચું તેજ તો આથી તદ્દન જુદું જ હોય છે. તેઓ આપણને વધારે–ઓછા પ્રકાશિત લાગે છે તેની પાછળ તેમનાં અંતર, કદ અને આંતરિક તેજ પર આધાર રહે છે. પણ મોટે ભાગે તેઓ આપણા સૂર્યથી અનેકગણા પ્રકાશિત હોય છે.

આપણે તો સૂર્યથી પરિચિત છીએ. એને એકમ ગણીને ચાલીએ તો આ બધા તારાનાં તેજ તેની સરખામણીમાં કેટલાં હશે ? એ જાણવા માટે પ્રથમ આપણા સૂર્યનું તેજ જાણી લઈએ. આપણા સૂર્યનું તેજ ૩૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦,૦૦૦ કેન્ડલ–પાવર જેટલું છે. તેની સરખામણીમાં આપણે અત્યાર સુધી જોઈ ગયા તે તારાઓમાં આ વ્યાધ સૂર્ય કરતાં ૨૬.૩ ગણો પ્રકાશિત છે. પેલો આર્દ્રાનો તારો ૧૨૦૦ગણો પ્રકાશિત છે. પણ એ કરતાં યે પેલો બાણરજનો તારો તો સૂર્ય કરતાં ૧૫૦૦૦ગણો પ્રકાશિત છે.

પણ તારાઓના તેજને મૂકીને પાછા એના પહેલા વર્ગથી વીસમા વર્ગના તારાઓ સુધી પાછા આવી જઈએ.

ક્યાં તદ્દન ઝાંખા ૨૦મા વર્ગના તારાઓ અને ક્યાં પહેલા વર્ગના પ્રકાશિત તારાઓ ! ૨૦મા વર્ગ કરતાં તેઓ સેંકડોગણા પ્રકાશિત થઈને આપણને રોજ રાતે દર્શન આપી રહ્યા છે. પણ આ વ્યાધનો તારો તો પ્રથમ વર્ગને યે વટાવી ગયો છે. એને માટે એકથી યે ઓછો શૂન્ય અને તેથી આગળ વધીને –૧.૪ એવો વર્ગ આપવામાં આવ્યો છે.

આકાશ ભણી નજર નાખતાં પહેલા વર્ગના તારાથી યે ત્રણગણા તેજથી પ્રકાશતો આ વ્યાધનો તારો ગર્વોન્નત સ્વરૂપે આકાશમાં વિહરતો દેખાય છે. પણ ટેલિસ્કોપથી એના તરફ નજર નાખતાં આ વ્યાધ સાહેબ એક બીજા તારાની સાથે ફેરફૂદડી ફરતો હોય તેમ દેખાય છે. એની સાથે ફેરફૂદડી ફરનાર તારાએ તો આ વ્યાધનું લૂણ ઉતારી નાખ્યું છે. એ તારો છે નવમા વર્ગનો અને વ્યાધના તારા કરતાં હજારોગણો નાનો. છતાં વ્યાધને બીચારાને એની સાથે ફેર-ફૂદડી ફર્યા કરવી પડે છે!

વ્યાધનો તારો જ આવી ફેરફૂદડી ફરે છે એમ નથી. આકાશમાં પોતાના તેજે આપણી સામે ડોળા ફાડી જોઈ રહેલા કંઈક મોટા તારા અંધકારને ઓથે કોઈ નાનકડા તારાઓ સાથે ફેરફૂદડી ફર્યા કરતા હોય છે. આ ફેરફૂદડીનો અર્થ શો?

આકાશમાં કેટલાયે તારાઓ નરી નજરે બબ્બેને જોડકે પાસે પાસે દેખાતા હોય છે. પણ તેઓ અવકાશમાં સાચેસાચ પાસે હોય છે તેવું નથી હોતું. તેઓ એકબીજાથી કરોડો માઇલ દૂર હોય છે. સડક પર બળતી વીજળી-બત્તીઓ આગળ-પાછળ હોવા છતાં દૂરથી જોવાને કારણે પાસે પાસે દેખાય એના જેવી વાત.

## જાતજાતના જોડિયા તારા

પણ ટેલિસ્કોપથી જોતાં કેટલાક તારાઓ આ વ્યાધના તારાની જેમ તદ્દન પાસે પાસે જોડકાં બનીને બેસી ગયા હોય છે અને ઉનાળાના દિવસોમાં પેલી છોકરીઓ એકબીજાના હાથ ઝાલીને 'ઘૂઘરિયાળી ઘંટી, લાવો દળું બંટી' ગાતી ફેરફૂદડી ફર્યા ફરતી હોય છે તેમ તેઓ એકબીજાની આસપાસ ફેરફૂદડી ફર્યા કરતા હોય છે. એથી આગળ વધતાં, પેલી ઉત્તર હિંદુસ્તાની સ્ત્રીઓ શ્રાવણ માસમાં વર્ષાને વધાવતાં ત્રણને ઝૂમખે ગોળાકાર 'કજરી-નૃત્ય' કરતી હોય છે તેમ કેટલાક તારા ત્રણ ત્રણને ઝૂમખે ફેરફૂદડી ફરતા હોય છે. આપણા ધ્રુવ મહારાજ બીજા બે તારાઓની

સાથે આવું કજરી—નૃત્ય કરી રહ્યા દેખાયા છે. હવેલીમાં ઘેરૈયા ચાર-ચારને ઝૂમખે ચોસર–રાસ ખેલતા હોય છે તેમ ચાર—ચાર તારા પણ ક્યાંક ક્યાંક અવકાશમાં ગોળાકાર રાસ ખેલી રહેલા દેખાય છે. પેલા વીણામંડળમાં આ રીતે ચાર તારા રાસ ખેલતા દેખાયા છે, અને આપણે ગયે માસે નીરખી ગયેલ પેલા મૃગશીર્ષ નક્ષત્રની અંદર પડેલા બાણના વચલા તારાની આસપાસ તો છ તારા ચકરાવાની રમત રહી રહ્યા છે.

એકબીજાની આસપાસ આ રીતે ચક્રાકાર નૃત્ય કરવા જતાં તારાઓની ગતિ થોડીક ફેરાઈ જાય છે. આપણા વ્યાધના તારાની ગતિ મપાઈ ગઈ હતી ખરી, પણ એની ગતિમાં થોડી થોડી રુકાવટ આવ્યા કરતી. વિજ્ઞાનીઓને થયેલું કે આ ભાઈ સાહેબ ક્યાંક રોકાઈ રહેતા લાગે છે, પણ આ કલ્પના આવ્યા પછી ઠેઠ વીસ વર્ષે ૧૮૬૨ માં શોધાયું કે વ્યાધ્ર બીજા એક તારાની આસપાસ નૃત્ય કરવામાં રોકાયેલ છે અને એ તારો પણ પકડાઈ ગયો.

આ વ્યાધનો તારો આપણા સૂર્ય કરતાં કેટલો મોટો છે, જ્યારે તેની સાથે ફરનારો આ જોડિયો તારો સૂર્ય કરતાં ૩૦મા ભાગ જેટલો છે. (અલબત્ત, તે સફેદ વામનની જાતનો છે એટલે તેનું ઘનત્વ તો સૂર્ય કરતાં ૧૯૦૦૦ ગણું વધારે છે.) જાણે હાથી અને સગતરું એકબીજાને પકડીને નૃત્ય ખેલી રહ્યાં છે. વ્યાધના વિશાળ તારાને આવડા નાના તારા સાથે રમવામાં નાનમ નથી લાગતી. કુદરતમાં જાણે નાનામોટાના એવા ભેદ નથી.

## જોડિયા તારાની ઉત્પત્તિ

આ રીતે ફેરફૂદડી ફરતાં ફરતાં તારાઓ એકબીજાની આડે આવતા જાય છે અને તેથી તેમનાં રંગ અને રૂપ પણ બદલાતાં રહે છે. આથી અભ્યાસીઓને તેમાંથી વિશેષ અભ્યાસ કરવાનું મળે છે. પણ આવાં તારા—યુગલઃ જોડિયા તારા (Bianary Stars) થયા કેમ એ અભ્યાસીઓને મન એક કોયડો ઊભો થઈ ગયો છે. કોઈ કહે

છે કે મોટા તારાની પાસેથી નાનો તારો નીકળી પડ્યો અને મોટા તારાએ તેને પકડી રાખ્યો. પકડી રાખવા છતાં એકબીજાથી યોગ્ય અંતરે દૂર રહીને તેઓ એકબીજાની આસપાસ ફરવા લાગ્યા. તદ્દન પાસે આવી જાય તો બંનેના અથડાઈને ભુક્કા જ બોલી જાય ને ?

તો વળી બીજા કહે છે કે, 'ના રે ના. આ તો મૂળ તારાની પોતાની જ પેદાશ છે. મૂળ તારો ગજબ તેજે અને વેગે ફરી રહ્યો હશે—જેમ પેલું પૈડું ગોળાકાર ફર્યા કરે છે તેમ. પણ પૈડાનાં આરા અને ધરી મજબૂત રીતે ચોંટેલાં ન હોય અને તેને ખૂબ જોરથી ચક્કર ફેરવવામાં આવે તો તેના આરા ઊડી પડે, તેમ આ તારાનું પણ થયું હશે. તેની અંદરનું વસ્તુ ઠાંસીને ભરેલું નહિ તેથી વેગ વધતાં અંદર દબાણ થયું અને અંદરથી ગોળા નીકળી પડયા.

આ ગોળા બહુ દૂર જાય એ પહેલાં જ મૂળ તારાએ કહ્યું : ' નાસી જા મા, નાસી જા મા, તું તો મારો પુત્ર થાય.' અને માબાપ જેમ પુત્રને પ્રેમના દોરે પકડી રાખે છે તેમ આ તારાએ તેને ગુરુત્વાકર્ષણને જોરે પકડી રાખ્યો અને પોતાની આસપાસ નૃત્ય કરવામાં રોકી દીધો.

બીજો તારો મૂળ તારામાંથી જ સાચેસાચ નીકળ્યો છે કે નહિ તે તપાસવા અભ્યાસીઓએ બંને તારાનાં વસ્તુઓ તપાસી જોયાં છે અને કેટલાકમાં એકરૂપતા દેખાઈ આવે છે ખરી. આ કલ્પનાને આગળ લંબાવતાં કેટલાક કહે છે કે કદાચ આવી જ રીતે આપણા સૂર્યમાંથી ગોળા ઊડી પડયા હશે અને આપણું સૌરજગત સર્જાયું હશે. પણ આ તો ઘણી ચર્ચાનો અને શંકાઆશંકાનો મુદ્દો આવી ગયો. આપણે ત્યાંથી અટકી જઈએ.

આપણે વ્યાધ–શિકારીનો ઘણો ઘણો પરિચય કરી લીધો. હવે એનો પરિચય કરવા વધારે રોકાઈશું તો શિકારીની મોહજાળમાં ફસાઈને આપણે જ તેનો શિકાર બની ગયા એવો કોઈ આક્ષેપ કરશે,

૩૦૦ વર્ષ પહેલાં ફેબ્રીસીઅસ નામના જર્મન ખગોળશાસ્ત્રીની નજરે તેની આ અદ્‌ભુતતા નજરે ચડી ગઈ અને જગત સમક્ષ પ્રકટ થઈ ગઈ.

રખે માનતા કે આખા આકાશમાં આવો વિવિધરંગી તારો આ એક જ છે. આ તારો તો અનેક રૂપવિકારી તારામાંનો એક છે અને રૂપવિકારી તારાના પણ થોડાક વર્ગ છે.

## ગ્રહણગ્રસિત તારા

રૂપવિકારી તારાઓમાં પહેલો વર્ગ ગ્રહણગ્રસિત રૂપવિકારી તારાઓનો. (એકલીપ્સીંગ વેરીએબલ્સ: Eclipsing variables) આપણે જોડિયા તારાઓનો તો પરિચય કરી ગયા છીએ. આ જોડિયા તારા એકબીજાની આસપાસ ફરતાં એકબીજાની આડે આવી જાય છે અને સૂર્યની આડે ચંદ્ર આવી જતાં સૂર્યગ્રહણ થાય છે તેમ આ તારાઓના તેજનું ગ્રહણ થાય છે. તેજના આ ગ્રહણનો આધાર બન્ને તારાનાં કદ, પ્રકાશ અને તેમનો પરિક્મ્મા–માર્ગ આપણી નજરની સામે કઈ કક્ષામાં છે તેના પર આધાર રાખે છે.

આપણે આવતે માસે જેનો પરિચય કરવાનો છે તે યયાતિ મંડળનો આલ્ગોલ નામનો જોડિયો તારો આવો રૂપવિકારી છે. એનો એક તારો તેજસ્વી છે અને બીજો શ્યામ છે. તેઓ એકબીજાની આસપાસ ૨ દિવસ અને ૨૧ કલાકમાં ફરી રહે છે. તે દરમ્યાન એક-બીજાના તેજનું ગ્રહણ કર્યા કરે છે. જ્યારે શ્યામ તારો પ્રકાશિત તારાની આડે આવી જાય છે ત્યારે પ્રકાશિત તારાનું તેજ બીજા વર્ગમાંથી ઘટીને ત્રીજા વર્ગ સુધી ચાલ્યું જાય છે અને આ ક્રિયાને પાંચ કલાક લાગે છે. થોડો વખત તે ઝાંખો રહે છે અને પાછો પાંચ કલાકમાં મૂળ પ્રકાશે પ્રકાશવા લાગે છે.

આ જ રીતે વીણામંડળના એક તારામાં તેજનું ગ્રહણ થયા કરે છે. એ પણ એક જોડિયો તારો છે અને તેઓ એકબીજાની આસપાસ તેર દિવસમાં ફરી લે છે.

## વૃષપર્વીય રૂપવિકારી તારા

બીજો વર્ગ વૃષપર્વા વર્ગના રૂપવિકારી (સીફીડ વેરીએબલ્સ: Cepheid variables) તારાઓનો. આ તારાઓનો રૂપવિકાર એક દિવસથી માંડીને ૧૨૭ દિવસ સુધીમાં અને એકાદ પ્રકાશવર્ગની આસ-પાસ થાય છે. આવતે માસ જેનો આપણે પરિચય કરીશું તે વૃષપર્વા મંડળનો એક તારો (Delta Cephei) આ જાતનો છે. આ તારો ૫૩ દિવસમાં પોતાનું રૂપ બદલ્યા કરે છે. આ જાતના તારા જોડિયા હોવાને કારણે એકબીજાની આડે આવતાં તેમના તેજનો રૂપવિકાર નથી કરતા. તેમના રૂપવિકારનું કારણ તેમનાં અંગમાં જ સમાયેલું કહેવાય છે.

જેવી રીતે ફૂટબોલમાં હવા ભરતાં તે ફુલાય છે, પણ ખૂબ હવા ભરતાં અંદરની હવા ગરમ થઈને ખૂબ ફુલાતાં ફૂટબોલ ફૂટી જાય છે, તેવું કાંઈક આ તારાઓનું થાય છે. આંતરિક ગુરુત્વાકર્ષણથી તેઓ ગરમ થાય છે અને ફુલાય છે અને તે ફૂટતાં વળી નાના થઈ જાય છે. વળી તે ગરમ થાય છે, ફુલાય છે અને ફૂટે છે. આવી હૃદય–ધબકાર જેવી આકુંચન–સંકોચન જેવી સ્થિતિમાં તારાનું તેજ વધારે–ઓછું થયા કરે છે અને તેનો રૂપવિકાર આપણી નજરે પડે છે.

વૃષપર્વા વર્ગના તારાઓના આ રૂપવિકારમાં વળી એક નવીનતા છે. તેમના રૂપવિકારનો સમય અને તેજ એકબીજા સાથે એકસરખો સંબંધ રાખતાં આવે છે. રૂપવિકારનો સમય જુદો હોય તેટલા જ પ્રમાણમાં તેના તેજનો વર્ગ પણ બદલે છે. આ શોધ મીસ લીવીટ નામની બાઈએ સ્મોલ મેગેલેનીક કલાઉડના આ વર્ગના તારાઓ પરથી કરી છે અને તે હવે ઠીક ઠીક પ્રસ્થાપિત થઈ ગઈ છે.

આ શોધને લીધે આ તારાઓ વિશ્વનાં દૂરદૂરનાં અંતર માપ-વામાં સારી પેઠે મદદગાર થયા છે. દૂર દૂરની જે નિહારિકાઓનાં અંતર બીજી રીતે માપી શકાતાં ન હતાં, તેમનાં અંતર તેમની અંદર

આવેલા આ જાતના તારાઓથી માપી શકાયાં છે. તેમના રૂપવિકારનો સમય હાથ આવતાં, તેમનું તેજ, અને તેમના તેજ પરથી તેમની નિહારિકાઓનાં માપ નીકળી શકે છે. શેપ્લી નામના જ્યોતિર્વિદે આવા રૂપવિકારી તારાઓની ઉઘાડ–વાસ થતી રૂપ–ચાવીથી જ અનેક તારકગુચ્છ અને નિહારિકાઓનાં અંતર–તાળાં આપણી પાસે ખોલી બતાવ્યાં છે.

## દીર્ઘકાલીન રૂપવિકારી તારા

રૂપવિકારી તારાઓનો ત્રીજો વર્ગ દીર્ઘકાલીન નિયમિત રૂપ-વિકારી તારાઓનો. (લોંગ પીરીઅડ રેગ્યુલર વેરીએબલ્સ: Long-period regular variables) આપણે આ માસમાં જેનો પરિચય કર્યો તે તિમિંગલનો અદ્‌ભુત તારો આ વર્ગમાં આવે છે. આ તારાઓનો રૂપવિકાર ૧૨૭ દિવસથી માંડી ૪૫૦ દિવસ સુધીમાં ત્રીજા વર્ગના પ્રકાશથી માંડીને આઠમા વર્ગના પ્રકાશ સુધી થાય છે. આ જાતના તારાઓ મોટે ભાગે દાનવ લાલ તારાઓ હોય છે.

આ તારાઓના રૂપવિકાર પાછળ પણ ઉપર–કહ્યા વૃષપર્વા વર્ગના તારાઓના રૂપવિકારની જેમ આંતરિક આકુંચન–સંકોચનનું કારણ હોય છે. તે સિવાય આપણા સૂર્યની અંદર જેમ ડાઘાઓને કારણે અમુક સમયે તોફાનો જાગે છે તેમ આ તારાઓમાં પણ આંતરિક તોફાનો થતાં હશે અને તેથી તેમનો રૂપવિકાર થતો હશે તેમ મનાય છે. આવા લગભગ ૧૭૦૦ દીર્ઘકાલીન રૂપવિકારી તારા શોધાયા છે. એમાંના વીસ જ નજરે દેખાય છે.

## અનિયમિત રૂપવિકારી તારા

રૂપવિકારી તારાઓનો ચોથો વર્ગ અનિયમિત રૂપવિકારી તારા-ઓનો. (ઈરેગ્યુલર વેરીએબલ્સ: Irregular variables) આ તારાઓ દાનવ લાલ તારાઓ હોય છે. તેમનો રૂપવિકાર માંડ અર્ધા પ્રકાશ-

વર્ગની અંદર થાય છે અને તેનો સમય તો નિયમિત હોતો જ નથી. આપણે મૃગશીર્ષ નક્ષત્રમાં આદ્રાનો તારો જોયો તે આ જાતનો તારો છે.

આ જાતના તારાઓના રૂપવિકાર તેમની સપાટી પર કોઈ પડ બંધાઈ જતાં થતો કહેવાય છે. પડ બંધાઈ રહેતાં આંતરિક ગરમી તેને તોડી નાખે છે અને મૂળ સ્વરૂપે પ્રકાશે છે. વળી પડ બંધાય, વળી આંતરિક ગરમી તેને તોડે અને મૂળ સ્વરૂપે પ્રકાશે.

રૂપવિકારી તારાઓનો પાંચમો વર્ગ પણ છે. તેનો પરિચય તો આપણે કરી ગયા છીએ અને તે પેલા નવીનતારા, જેઓ ઝાંખા હોય છે તેમાંથી અચાનક પ્રકાશવા લાગે છે અને પછી હંમેશને માટે પાછા ઝાંખા બની જાય છે તે.

અહોહોહો, તારાઓના રૂપવિકાર કેટલા અને રૂપવિકારી તારા પણ કેટલા બધા? પણ હવે તેમની અદ્‌ભુતતા નિહાળવી છોડીને તિમિંગલના તારાની જરા પૂર્વે જઈએ તો ત્યાં મૃગશીર્ષ પોતાના અજબ તેજે પ્રકાશી રહ્યું છે.

## આકાશી યમુના

આજે એ મૃગશીર્ષના સૌંદર્યને નીરખવાનો સમય નથી. પુરાણકાળના એ પરોપકારી મૃગના પાછલા પગ બાણરજમાંથી જાણે એક નદી નીકળીને દક્ષિણ દિશાને પાવન કરવા વહતી નીચે ચાલી છે. છે તો જરા ઝાંખી, પણ એના વહનના વળાંક આકાશમાં વેલની ચીતરામણી કરતા જાય છે અને આપણી આંખને આકર્ષી લે છે. એ નદીનું નામ યમુના. ગંગામૈયાને મળતી ગાંડી યમુના પણ ક્યાં સીધી છે? એ પણ પોતાનાં જોર ન શમાવી શકવાથી જેમ વાંકાચૂંકા વળાંક લઈ ગઈ છે તેમ આકાશી યમુનાનું થઈ ગયું લાગે છે.

પણ આપણી યમુના તો રંગે શ્યામ. આ યમુના તો શ્યામ ધરતી માથે તેજ સ્વરૂપ. આપણી યમુના ગંગાને મળીને પ્રયાગકાંઠે ત્રિવેણી-સંગમ રચે. એને મુખ ન મળે. પણ આ આકાશી યમુનાને તો મુખ

છે અને મુખ પાસે બધાં પાણી ઠલવાતાં મુખ પ્રકાશિત બન્યું છે. અત્યારે દક્ષિણ દિશાની ક્ષિતિજ પર બરાબર મધ્યમાં એ મુખ ચમકી રહ્યું છે. એ મુખને કોઈ નદીમુખ કહે છે, કોઈ વેદીમુખ. પણ વેદીમુખ પાસે સમાઈ જતી યમુના તો ન સાગરને મળી શકી, ન ગંગાજીને મળી ત્રિવેણીસંગમ રચી શકી. જાણે સરસ્વતીની જેમ અર્ધા રસ્તે ધરતીમાં સમાઈ ગઈ.

આ યમુનાને પાશ્ચાત્યો એરીડેનસ : Eridanus કહે છે. એરીડેનસ એટલે તેમની પો—નદીનું આકાશી સ્વરૂપ. મિસરી લોકો તેમને પુરાણકાળથી તેમની પૂજ્ય નદી નાઈલનું સ્વરૂપ માને છે.

આપણે જે તારાને વેદીમુખ કહ્યો તેને પાશ્ચાત્યો આચરનાર Achernar કહે છે. આચરનાર એટલે પણ નદીનું મુખ : એન્ડ ઓફ રીવર. The end of the River. પાશ્ચાત્યો પ્રથમ યમુનાને આ વેદીમાંથી નીકળીને દક્ષિણમાંથી ઉત્તર તરફ જતી કલ્પતા હતા. પછી તેમને થયું કે નેવનાં પાણી મોભે ન ચડે, આથી એને મૃગના પાછલા પગ બાણરજ પાસેથી નીકળેલી કલ્પે છે અને વેદીમુખમાં મળી જતી માને છે. આ વેદીમુખ પહેલા વર્ગનો તારો છે અને આપણાથી ૫૮ પ્રકાશવર્ષ દૂર છે.

આ ઝાંખી ઝાંખી યમુના નદી આકાશનાં મોટાં મોટાં તારામંડળો વચ્ચે પોતાનો અડ્ડો જમાવીને બેઠી છે અને પોતાની અંદર ૩૦૦ તારાઓ સાચવી રહી છે. જો કે વેદીમુખ સિવાયના કોઈ તારા ત્રીજા વર્ગથી વધારે પ્રકાશતા નથી.

## દક્ષિણના દિગ્પાળ

આ વેદીમુખનું દર્શન કરતાં દક્ષિણ દિશાના ક્ષિતિજનું સૌંદર્ય આપણને આમંત્રણ આપવા લાગે છે. દક્ષિણ દિશા પોતાનું સૌંદર્ય ઉત્તર દિશાની જેમ આપણી સામે સહેજે રજૂ નથી કરતી. એ માટે તો આપણે માર્ગમાં આવતાં ઇંધનને દૂર કરવાં પડે. એને સંપૂર્ણ રીતે

નીરખવા માટે કોઈ વંડી કે ઓટલાનો આશરો લેવો પડે. અને તે પછીયે એનાં સૌંદર્ય નીરખ્યાં ન નીરખ્યાં ત્યાં તો જાણે 'હાઉકલો' કરીને તે ચાલ્યાં જાય.

દક્ષિણ દિશાને એકલો વેદીમુખ નથી શોભાવતો એ જોવા માટે આપણે કોઈ સપાટ પટનો જ આશરો લેવો જોઈએ. સપાટ પટમાં આવતાં વેદીમુખને ડાબી અને જમણી તરફ સરખે અંતરે અને સરખે તેજે બે તારા પ્રકાશી રહ્યા છે. વેદીમુખની જમણી તરફ પશ્ચિમે પ્રકાશી રહેલ તારો તે યામમત્સ્ય. પાશ્ચાત્યો એને ફોમલહેટ Fomalhaut અથવા પીસીસ ઓસ્ટ્રેલીઅસ Pisces Australius કહે છે. વેદીમુખની ડાબી બાજુ પૂર્વ તરફનો તારો તે આપણા પુરાણા ઋષિ અગસ્ત્ય મહારાજ.

લાંબે અંતરે પડેલા અને એક લીટીમાં ઊભેલા એ ત્રણ પ્રકાશિત તારાઓ જાણે દિગ્પાળની જેમ દક્ષિણ દિશાની ચોકી કરતા ઊભા છે. એની દક્ષિણે આપણી નજરને જવા નથી દેતા. પ્રદર્શન બતાવતા દિગ્દર્શકઃ ડિમોન્સ્ટ્રેટરની જેમ લાંબા લાંબા હાથને કરી જાણે તેઓ દક્ષિણ દિશાના સૌંદર્યની મર્યાદારેખા બતાવી રહ્યા છે.

ફૂલડે રમતા રંગીલા યુવાનની જેમ દેવાધિદેવે આકાશના ચોકમાં તારક-ફૂલડાં ઉછાળ્યાં છે. કોઈ નાનાં, કોઈ મોટાં, એક મૂઠી આ બાજુ, બે મૂઠી પેલી બાજુ, ચાર મૂઠી ચારે તરફ. એ ફૂલ-છાંટણાં આખા આકાશમાં અવ્યવસ્થિત રીતે ફેલાઈ ગયાં છે.

## શિસ્તબદ્ધ સૈનિકો

એ અવ્યવસ્થિતતામાંથી જેણે વ્યવસ્થિતતા ઊભી કરી લીધી એણે આપણાં મન આકર્ષી લીધાં. એ આકર્ષનારાઓમાં આ યામમત્સ્ય, વેદીમુખ અને અગસ્ત્યે આગળનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. કારણ કે આટલે દૂર દૂર બેસવા છતાં તેમણે શિસ્તબદ્ધ સૈનિકોની જેમ એક હાર નથી છોડી. પણ એમનું સૌંદર્ય આપણને કલાક-બે કલાક જ

જોવા આપે છે. તેઓ દક્ષિણ દિશામાં એક હારે ઊભા રહ્યા, ન રહ્યા ત્યાં તો દક્ષિણ દિશા નમે છે અને યામમત્સ્યને પ્રથમ ડુબાવી દે છે.

યામમત્સ્યને ખોળવા તેના મિત્રો વેદીમુખ અને અગસ્ત્ય ઊંચે ચડે છે. પણ વેદીમુખ પર આખી યમુનાનો ભાર છે અને ઘરબાર છોડી ચાલી નીકળેલા અગસ્ત્ય મુનિ માથે પણ એક ઝૂંપડીનો ભાર છે.

દક્ષિણનાં જંગલોમાં વસવા એમણે ઝૂપડી કરી હશે એના સ્મરણમાં કોઈ આકાશ–પ્રેમીએ એમની પાસે એક ઝૂંપડી ખડી કરી દીધી છે. અગસ્ત્યની પશ્ચિમે બરાબર પાંચ તારાની પંચકોણ ઝૂંપડી રચાઈ ગઈ છે; અગસ્ત્ય મહારાજ એમના અસંખ્ય શિષ્યગણ સહિત અંદર બેસે તો યે સમાય તેવી. અને અખંડ કાર્યશીલ અગસ્ત્ય મહારાજ રાત્રે પણ આર્યધર્મનો પ્રચાર કરી શકે એ માટે એમની ઝૂંપડીમાં એક તારક-દીવડો પણ મુકાઈ ગયો છે.

જ્યારે દક્ષિણનાં જંગ છોડી, દૂર દૂર જાવા અને સિયામ તરફ અગસ્ત્ય મુનિ પ્રયાણ કરશે ત્યારે આ ઝૂંપડી તેમને માથે બેસી જશે. તેમને માથે તો આર્યધર્મના પ્રચારનો ભાર, આ ઝૂંપડીનો ભાર અને સાથે સાથે દક્ષિણના દરિયામાં ડૂબી જવાની ધાસ્તીનો ભાર. એવા ત્રિવિધ ભાર સાથે તેઓ પોતાના સાથી યામમત્સ્યને ખોળવા જતાં બીજા સાથી વેદીમુખને પણ ગુમાવશે અને છેવટે એમને ય એમની પાછળ ડૂબી ગયે છૂટકો. એનું નામ મૈત્રી.

ગોઠવાઈ ગયા છે. બિચારું પુષ્ય નક્ષત્ર અપમાનિત થઈને એમના આકાશમાં મોં સંતાડી ગયું છે. કાલ આખી રાત કીચડમાંથી કાઢીને માથે ડીંગીઃ નૌકા લઈને બહાર નીકળતા કોઈ માછીમારની જેમ ચંદ્ર મહારાજ પણ નૌકા માથે લઈને ફર્યા હતા. આજે એ નૌકાની વચ્ચે વિરાજીને આકાશગોખ તરફ નજર નાખતા ઉપર ચડી રહ્યા છે. સાંજે જ્યારે ચંદ્ર મહારાજ ઊગતા આવતા હતા ત્યારે ટેકરી પર ચડતાં પરિશ્રમ પડવાથી ફૂલગુલાબી બાળકનું મોં લાલઘૂમ થઈ જાય તેમ એ લાલ લાલ થઈ ગયા હતા, જાણે ધગાવેલા સોનાનો ગુલાબી ગોળો. એ ગોળામાં પેલા સસલાના કાન બરાબર દેખાઈ આવતા હતા. પણ એ પછી તે ચઢાણ ચડી ગયા અને ચંદ્રમુખે અસલ રૂપેરી સ્વરૂપ ધારણ કરી લીધું.

એમના અસલ સ્વરૂપ તરફ છેલ્લી નજરો ફેંકી જતો હંસનો પતંગ સીધેસીધો પશ્ચિમ આકાશમાં ઊતરી રહ્યો છે. આથમતો હંસ–પતંગ આ ઉત્તરાયણના દિવસોમાં પતંગ ઉડાડતા છોકરાઓને ઠેઠ આકાશ સુધી પતંગ કેમ ચડાવી શકાય તેનો પાઠ આપતો જાય છે, પણ છોકરાઓ તે પાઠ શીખે એ પહેલાં હંસ–પતંગનો દોર તૂટે છે અને ચંદ્ર એને ક્ષિતિજ–તળમાં ગોથ ખાઈને ગુમ થતો નીરખી રહે છે. પણ એ પતંગને જ પકડવા શ્રવણ મહારાજ આકાશગંગા ઊતરવાની તૈયારી કરી રહ્યા છે કે શું?

## ચંદ્રનું સ્વાગત

ચારે બાજુ નજર ફેંકતા આવતા ચંદ્રમહારાજનું સ્વાગત કરી રહ્યાં છે અનેક તારામંડળો. પ્રથમ જ સ્વાગત કરે છે ગયા માસનું અધિષ્ઠાતા મૃગનક્ષત્ર. એ આર્દ્રાનો પગ ચંદ્ર તરફ લંબાવી, જાણે ખરી ઠોકીને ચંદ્રમહારાજને બોલાવે છે. રોહિણી ઝાંખા તેજે ઊભી છેઃ એને અભિમાન છે કે ચંદ્ર રોહિણીપતિ છે એટલે નિશ્ચિત સમયે એની મેળે તેની પાસે આવશે. બોલાવવા જવાની શી જરૂર? પણ કૃતિકાની તારક–

છાબડી અને અશ્વિનીની રૂપાગેડી ચંદ્રને આમંત્રણ આપવા જાય તે પહેલાં પશ્ચિમ તરફ નમી પડે છે. એ પછી ભાદ્રપદના ઉચ્ચૈઃશ્રવા અશ્વને પોતાની પીઠ પર ચંદ્રને સવારી કરાવી આનંદ આપવાની ઇચ્છા કરવી નકામી જ ને?

ચારે બાજુથી આવતા આમંત્રણને માન આપીને ચંદ્રમહારાજ ગર્વોન્નત મુખે, ચળકતા અને પ્રકાશતા ઉપર પડે છે. એમના આગમને બધાં નક્ષત્ર તેજહીણાં બની જાય છે. આકાશનો ત્રીજા ભાગનો પંથ કાપતાં તો ચંદ્ર વિશ્વવિજેતાની અદાથી સમગ્ર આકાશને પોતાના જ પ્રકાશથી રંગી દે છે.

## ગર્વખંડન

પણ બધાનું તેજ હરીને પોતે એકલો પ્રકાશિત સ્વરૂપે શોભતો ચંદ્ર કોઈ અભિમાનીની જેમ 'હું...હું...' એવા અહંકારના બોલે આકાશને સર કરવા જાય એ પહેલાં ગર્વગંજન વાદળાં એના પદાક્રાંત પ્રદેશ પર હલ્લો કરે છે. કોઈ જાણે વહાણમાંથી લશ્કર ઉતારતાં દક્ષિણ તરફથી આવે છે. કોઈ પાયદળની પેઠે ડમરીઓના ગોટ ઉડાડતાં પશ્ચિમ તરફથી આવે છે. કોઈ એમાંથી એકલાં આગળ આવીને એકલમલ્લની પેઠે ચંદ્રની આડીવાડીમાંથી ચંદ્ર તરફ ક્ષુલ્લક દૃષ્ટિ ફેંકી વિજેતાની અદાથી પસાર થાય છે. આવા આક્રમણથી પરાસ્ત થયેલો ચંદ્ર પોતાના ગર્વથી શરમાઈને વાદળ પાછળ મોં છુપાવે છે અને ઉત્તર તથા પશ્ચિમ તરફના તારલાઓ ટમકતા જાણે બોલવા લાગે છે કે : 'ગરવ કિયો સોઈ નર હાર્યો.'

એકલા ચંદ્રસૌંદર્યના નિરીક્ષણથી થાકેલી આંખો ઉત્તર દિશા તરફ વળે છે. ચૂનાની ચક્કીના વચલા કીલક સમા ધ્રુવમહારાજની ઉપર છલંગ મારતી નજર આગળ વધે છે અને તરત જ ત્યાં પાંચ તારાઓની એક આકૃતિ ખડી થાય છે. ઊંચી નીચી ખડમાકડી જેવી, પહેલી અંગ્રેજીમાં આવીને તાજી જ 'એબીસીડી' શીખતા કોઈ

વિદ્યાર્થીના વાંકાચૂકા M જેવી. Mનુ છેલ્લું પાંખડુ વણૂટેવાયેલા હાથે ફરડાઈને જમણી તરફ સીધું ચાલ્યું ગયું છે.

## શર્મિષ્ઠા

ઈશાન ખૂણા તરફ ચાલી જતી આકાશગંગાને કાંઠે કોઈ છોકરાએ છોડેલી કાગળની હોડી જેવી એ આકૃતિ તો છે ગામડાંના લોકોની ' માંચી ', આપણા જ્યોતિષશાસ્ત્રીઓની ' શર્મિષ્ઠા ' અને પાશ્ચાત્ય જ્યોતિર્વિદોની 'કેસીઓપીઆ' Cassiopia અથવા ' બાઈ સાહેબની ખુરશી' : લેડીઝ ચેર: Lady's Chair.

આ શર્મિષ્ઠા અથવા કેસીઓપીઆ કોણ છે ? એની ઓળખાણ એકદમ નહિ આપી શકાય. આપણા એ ભારતીય નામ અને પાશ્ચાત્ય નામ પાછળ એક એક કથા સમાયેલી છે. એ કથાઓમાં ભાગ ભજવતાં એમનાં સગાંવહાલાં તેમની આસપાસ બેઠાં છે. એ બધાંની ઓળખાણ કર્યા પછી કથા વખતે એમની ઓળખાણ કરીશું. કુટુંબમાંથી તારવીને એકની ઓળખાણ કરવામાં કુટુંબનું અને તેનું—બન્નેનું અપમાન છે. અને આ બધાં એક એક લોકકલ્પિત કથાનાં પાત્રો છે. એટલે પ્રથમ એમની સૌની ઔપચારિક ઓળખાણ કર્યા પછી તેમની વિશેષ ઓળખાણ તરફ વળશું.

આ શર્મિષ્ઠાના M આકારના પ્રથમ પાંખડાના બે તારાઓને ખુરસીના પાયા તરીકે ગણવામાં આવે છે. એને પાયા તરીકે કલ્પી લેતાં ઉપરના તારાઓ ખુરશીની બેઠક અને પીઠનો ખ્યાલ આપી દેશે.

આ શર્મિષ્ઠા મંડળની અંદર ટાયકો બ્રાહે નામના જ્યોતિર્વિદે ૧૫૭૨ના નવેંબરની ૧૧મી તારીખે એક નવીન તારો જોયેલો. પ્રકાશિત થતો થતો તે શુક્રના ગ્રહ જેટલો ચળકવા લાગેલો. ત્યારપછી ધીમે ધીમે તેનો પ્રકાશ ઘટવા લાગ્યો અને ૧૫૭૪ના માર્ચ માસમાં તે અદૃસ્ય થઈ ગયો.

## યયાતિમંડળ

આ શર્મિષ્ઠાથી આકાશમાં સીધા ઉપર ચાલો આગળ વધીએ. ડોક ઊંચી કરવાથી જરા ખેંચાય છે ખરી. પણ ઊંચે જોતાં પ્રથમ ઉપરનીચે બે તારા દેખાય છે. વચમાં થોડોક ખાડો પાડીને એક બીજો તારો પશ્ચિમ તરફ વિશેષ પ્રકાશતા એક તારા બાજુ ઝૂકી ગયો છે. એ ખાડાની ઉપર બીજા ત્રણ તારા ઊંચે ચડી જાય છે અને લગભગ કૃતિકાની ઢુંગલીને જઈ અડે છે. એમાંથી એક અર્ધ-ગોળાકાર આકૃતિ ઊભી થાય છે. ઢાલને પડખેથી જોઈએ તેવો જ આકાર. એ તારામંડળનું નામ યયાતિ. પાશ્ચાત્યોનો એ પર્સ્યુસઃ Perseus.

આ યયાતિમંડળમાંથી જુદો પડીને પશ્ચિમ તરફ એક તારો ચળકી રહ્યો છે. એનું અરબ્બી નામ અલગુલ. એના પરથી પાશ્ચાત્યો એને આલ્ગોલઃ Algol કહે છે. એનું બીજું નામ 'દૈત્યનયન': ડેમન્સ આઈ: Demon's Eye.

ગયે માસે આપણે રૂપવિકારી તારાઓનો પરિચય કરી ગયા તેમાં આ આલગોલનો ઉલ્લેખ છે. આરબ લોકો નરી આંખે આકાશનું નિરીક્ષણ કરતા ત્યારે તેઓ પણ આ તારાનો અઢી દિવસમાં થતો રૂપવિકાર નીરખી શકયા હતા અને તેથી જ તેનું નામ અલગુલ : દૈત્યની આંખ પાડી દીધેલું. દૈત્યની આંખ જ ઘડીએ પલે પલટા માર્યા કરે ને? આરબ લોકોને તો આ તારા વિષે વિશેષ માહિતી ન હતી, તેથી તેમણે તેને ડરમાં 'દૈત્યનયન' નામ આપી દીધું. પણ વિજ્ઞાનની આંખો આપણને હવે કહી શકે છે કે આ દૈત્ય-નયનના ચમકારા–મિચકારા તો એ જોડિયો તારો છે તેથી થયા કરે છે.

આ યયાતિમંડળમાં પણ ૧૯૦૧ ની ૨૨ ફેબ્રુઆરીએ ડૉ. થોમસ એન્ડરસન નામના જ્યોતિર્વિદે એક નવીન તારો જોયેલો. બીજે જ દિવસે એટલે ૨૩મી ફેબ્રુઆરીએ તો એ તારો સ્વાતિના તેજ જેટલો

પ્રકાશવા લાગ્યો અને તે પછી તે ઝાંખો થતો ઑગસ્ટની પહેલી તારીખે નરી નજરે દેખાતો બંધ થઈ ગયો.

આ યયાતિમંડળના સૌથી પ્રકાશિત તારાથી શર્મિષ્ઠાની વચ્ચે બે તારકગુચ્છો આવેલા છે. આકાશગંગાને કાંઠે બેઠેલા આ બન્ને તારકગુચ્છો નરી આંખે પણ કોઈ આછી વાદળીના નાનકડા કટકા જેવા દેખાય છે. એમના તરફ ટેલિસ્કોપ માંડતાં ઊજળો તારકગુચ્છ ઘોડાની ખરી જેવો લાગે છે અને ઝાંખા ગુચ્છમાં બે ત્રિકોણ દેખાય છે.

## દેવયાની

આ યયાતિમંડળની પશ્ચિમ તરફ જતાં થોડે થોડે અંતરે બે તારાઓ બેઠા છે. એ પછી એક ઝાંખો તારો આવ્યા બાદ એક પ્રકાશિત તારો આવે છે. આ તો ભાદ્રપદના ચોરસનો ચોથો તારો. આ તારામંડળનું નામ દેવયાની. પાશ્ચાત્યોની તે એન્ડ્રોમીડા: Andromeda. શર્મિષ્ઠાની ખુરસીના પાયામાંથી લીટી દોરતાં આ દેવયાનીના જે તારા પાસે પહોંચીએ તે એક ભારે સુંદર જોડિયો તારો છે. એનો એક તારો પીળા રંગનો છે અને બીજો તારો આસમાની લીલા રંગનો. આ લીલા રંગના તારાની આસપાસ વળી એક ત્રીજો તારો ફરી રહ્યો છે. આ તારાઓ આપણાથી ૪૭૦ પ્રકાશવર્ષને અંતરે બેઠા છે.

ભાદ્રપદના ચોરસના ચોથા ખૂણા અને આ તારા વચ્ચે દેવયાનીનો જે તારો આવેલો છે તેની પાસે આકાશમાં નરી આંખે દેખાતી એક માત્ર નિહારિકા આવેલી છે. આ નિહારિકા તો ઘણો પરિચય માગી લે છે. પણ આ કુટુંબનો પરિચય કરી લીધા પછી તેની વાત.

આ દેવયાની અને અશ્વિનીના નક્ષત્ર વચ્ચે ત્રણ તારા પડ્યા છે. એનું નામ ત્રિકોણ. પાશ્ચાત્યો એને ટ્રાઈઍંગલમ: Triangulum કહે છે. આ ત્રિકોણમાં આપણી પૃથ્વીથી પાસેમાં પાસે વસતી એક નિહારિકા દેખાય છે તેથી એનો પરિચય કરી લેવો જરૂરી છે. અલબત્ત, એ નિહારિકાનો પરિચય તો આગળ કરશું.

અહીં આવતાં તો નજર બરાબર પશ્ચિમાભિમુખ થઈ ગઈ. દેવયાનીનો એક તારો પોતાનામાં સમાવીને જબરૂં બધું ચોકઠું રચીને ભાદ્રપદનો ચોરસ પશ્ચિમ આકાશને ભરી દેતો ઊભો છે. જાણે ચોરસ ગઢના ખૂણાના મોટા ચાર બૂરજ.

## વૃષપર્વા

હવે માત્ર બે જ તારામંડળ જોઈ લઈએ એટલે આ મહા કુટુંબની યાદી પૂરી થાય. આપણે સૌથી પ્રથમ શર્મિષ્ઠાનાં દર્શન કર્યાં. તેની નીચે અને આથમતા હંસની ચાંચની બરાબર વચ્ચે સરખે અંતરે બે તારાઓ પડેલા છે. એની આસપાસ પડેલા બે ત્રણ તારાઓ મળીને ઉપર જોઈ તે શર્મિષ્ઠાથી લગભગ ઊંધો આકાર થઈ જશે. એ તારક-સમૂહનું નામ વૃષપર્વા પાશ્ચાત્યોનો એ શ્યુફસ Cephaus..

આ વૃષપર્વા તારાંમંડળની અંદર પેલી શર્મિષ્ઠાના ખુરસીના પાયાથી માંડીને એક લીટી દોરતાં જે ઝાંખા તારા પાસે આવી એને તારાના (Delta Cephei) રૂપવિકાર પરથી આપણે ગયે માસે જેનો પરિચય કરી ગયા તે વૃષપર્વા વર્ગના રૂપવિકારી તારાઓનો વર્ગ નક્કી થયો છે.

વૃષપર્વાના દર્શન બાદ ઉચ્ચૈઃશ્રવા અશ્વની દક્ષિણ તરફ લાંબા થઈને પડેલા આપણા પરિચિત તિમિંગલઃ સીટસઃ Cetusને યાદ કરી લઈએ એટલે આ મહા કુટુંબનાં પાત્રોની પ્રાથમિક ઓળખાણ પૂરી થઈ.

## નીલાંબર આકાશગ્રંથ

આજના જમાનામાં જ્ઞાનના સંગ્રહ અને પ્રચાર માટે પુસ્તકોનો આરોવારો નથી રહ્યો. પણ જૂના કાળમાં જ્ઞાન માનવીઓના મગજમાં અને મુખમાં જ વસતું. મુખેથી બોલાયેલું જ્ઞાન કાનેથી સાંભળીને લોકો મગજમાં સંઘરતા. પણ લોકોને કાયમ ઉપદેશવા જેવા અગત્યના જ્ઞાનની નોંધણી માટે એમણે વિશ્વનિયંતાના આ નીલાંબર આકાશ-

ગ્રંથ પર જ આંકડા માંડી દીધા. રાતને સમયે લોકો નવરા પડે, એ આંકડા વાંચ્યા કરે અને જ્ઞાનને વાર વાર ઘૂંટયા કરે. એવી નોંધણીમાં આ કેસીઓપીઆ અને એન્ડ્રોમીડા, પર્સ્યુસ અને સ્યુફસ સ્થાન પામી ગયાં. કોણ હતાં એ ?

## રૂપનો ગર્વ

સ્યુફસ હતો ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલા ગ્રીસ દેશના એક પ્રદેશનો રાજા. કેસીઓપીઆ એની રાણીનું નામ. રાણી એવી સુંદર કે એનો જોટો ન મળે. પણ એના સૌંદર્ય જેવો જ એને એના રૂપનો અહંકાર. એનો પણ જોટો ન મળે.

આ રાણીને પેટે એક કુંવરી અવતરી. એનું નામ પાડયું એન્ડ્રોમીડા. કુંવરી પણ એની માના જેવી જ સુંદર. દીકરીનું રૂપ જોઈ ને માના ગર્વનો પાર ન રહ્યો. ગર્વમાં દીકરીનાં વખાણ કરતાં રાણીએ હદ છાંડી અને દીકરીને દરિયાપરી (એટરગેટીસ: Atergatis, કવીન ઓફ ફીશીઝ: Queen of Fishes) કરતાં યે વિશેષ સુંદર કહી.

આથી દરિયાપરી તેના પર ખિજાઈ. દરિયાપરીના કહેવાથી તેનો ભાઈ અગ્નિદેવતા તેની મદદે આવ્યો અને તેણે સ્યુફસ રાજાના દેશમાં ધરતીકંપ મોકલી હાહાકાર વર્તાવ્યો. ધરતીને પાણીનાં પૂરથી રેલમછેલ કરી મૂકી.

સ્યુફસ રાજાએ રાણીના અભિમાનનું પરિણામ જોયું. તે દરિયાપરીને પગે લાગ્યો અને ક્ષમા કરવા યાચના કરી. દરિયાપરીએ માગણી કરી: 'તારી દીકરી દરિયાને ચડાવ તો તારા દેશને ઉગારું.' પ્રજાને બચાવવા રાજાએ એકની એક દીકરીને દરિયાના બેટમાં સાંકળથી બાંધીને મૂકી દીધી. થોડી વાર પછી દરિયે મોકલેલો સીટસ નામનો દૈત્ય એનો ભક્ષ કરી જવાનો હતો. નિર્દોષ એન્ડ્રોમીડા દરિયાના બેટમાં ફફડતી બેઠી રહી. એની અભિમાની મા પોતાના ગર્વનો પશ્ચાત્તાપ કરતી અને હાથ ચોળતી ખુરસીમાં મોં વકાસીને બેઠી રહી.

દેવાનાંપ્રિય પર્શ્યુસે મેડુસા રાક્ષસીના માથા પરથી ખોળ ઉઘાડી કરી. દરિયાઈ દૈત્ય સીટસે એના તરફ નજર કરતાં એ પત્થર બની ગયો. કેમકે મેડુસાને વરદાન હતું કે જેના પર તેની નજર પડે એ પત્થર થઈ જાય.

પર્શ્યુસે એન્ડ્રોમીડાને છોડાવી એનાં માતાપિતાને પાછી સોંપી. માતાપિતાએ એન્ડ્રોમીડાનો હાથ પર્શ્યુસને સોંપ્યો અને અર્ધું રાજપાટ પણ આપ્યું. આ પછી આખી જિંદગી દરમ્યાન બીજાં પણ પ્રજાહિતાર્થે તેણે અનેક પરાક્રમ કર્યાં. તેના અવસાન બાદ દેવાનાંપ્રિય પર્શ્યુસને એનાં કુટુંબીજનો સાથે દેવોએ આકાશમાં આ તારામંડળ રૂપે સ્થાન આપીને અમર કર્યો.

## ભારતીય કથા

હવે યાદ કરીએ આ તારામંડળોનાં આપણાં ભારતીય નામોની નામાવલિ. યયાતિ, શર્મિષ્ઠા, દેવયાની અને વૃષપર્વા. આમાંનાં એકેય નામ આપણા જ્યોતિષના જના ગ્રંથોમાં નથી. પણ આટલાં બધાં સુંદર તારામંડળો અનામી રહી જાય એ દક્ષિણના એક જ્યોતિષશાસ્ત્રી જાંભેકરને ઠીક ન લાગ્યું. તેમણે આપણાં પુરાણો પરથી ગ્રીકલોકોની આ કથાને કાંઈક મળતી આ કથાનાં પાત્રોને એ ચોકઠામાં બેસારી દીધાં. ગ્રીક લોકોની કથાનો પાયો જેમ કેસીઓપિયાનો ગર્વ છે, તેમ આપણી કથાનો પાયો દેવયાનીનો ગર્વ અને યયાતિની કામવૃત્તિ છે.

કચે જેને ગુરુપુત્રી કહીને પરણવાની ના પાડતાં દેવયાનીએ તેને સંજીવની–મંત્ર અફળ જવાનો શાપ આપેલો અને તેની સામે કચે જેને કોઈ બ્રાહ્મણપુત્ર નહિ પરણે એવો શાપ આપેલો તે અસુરગુરુ શુક્રાચાર્યની પુત્રી દેવયાની એક વખત રાજા વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠા સાથે જળક્રીડા કરવા ગયેલી. જળક્રીડા બાદ ઉતાવળમાં શર્મિષ્ઠાએ દેવયાનીનાં કપડાં પહેરી લેવાથી દેવયાનીએ ગાળો દેતાં શર્મિષ્ઠાએ તેને ધક્કો દઈ કૂવામાં ગબડાવી દીધી. તેવામાં મૃગયા કરવા નીકળેલ યયાતિ

રાજાએ તેને બહાર કાઢી, દેવયાનીએ તેને પરણવા ઇચ્છા બતાવી, રાજાએ હા પાડી.

દેવયાનીએ ઘેર આવી તેના પિતા શુક્રાચાર્યને શર્મિષ્ઠાની વાત કહી. અસુરગુરુ ક્રોધિત થઈ વૃષપર્વાનું નગર ત્યાગી ચાલી નીકળ્યા. છેવટ શર્મિષ્ઠાને દેવયાનીની દાસી તરીકે તેને સાસરે મોકલવાની શરતે તે પાછા વળ્યા.

## કામલોલુપતા

દેવયાની પરણીને યયાતિને ઘેર ગઈ. સાથે શર્મિષ્ઠાને દાસી તરીકે લેતી ગઈ. દેવયાનીને પુત્રો થયા. પણ આ દરમ્યાન શર્મિષ્ઠા સાથે પણ યયાતિને સંબંધ બંધાયો અને એને ય પુત્રો થયા. આ પ્રસંગથી વળી દેવયાની ઈર્ષ્યાથી સળગી ઊઠી અને પિતાને ફરિયાદ કરી.

શુક્રાચાર્યે યયાતિને વૃદ્ધાવસ્થાનો શાપ આપ્યો. યયાતિએ યાચના કરતાં તેનો કોઈ પુત્ર પોતાનું યૌવન આપે તો તેનું વૃદ્ધત્વ જાય એટલી શાપમાંથી છૂટ મળી. શર્મિષ્ઠાના સૌથી નાના પુત્ર પુરુએ પોતાનું યૌવન યયાતિને આપ્યું. એ યૌવન વડે લાંબો સમય ભોગ ભોગવવા છતાં તૃપ્તિ ન થવાથી યયાતિને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે પોતાનું યૌવન પુરુને પાછું આપીને વનમાં ચાલ્યો ગયો.

થોડાં વર્ષોથી મરાઠી જ્યોતિર્વિદને હાથે આકાશમાં સ્થાન પામી આ પાત્રો પોતાનો પુરાણકાળનો સંદેશો આકાશે ચડીને આપી રહ્યાં છે.

આ કથામાં ક્યાંયે સ્થાન નહિ હોવાથી મેડુસાના સંહાર બાદ તેના લોહીમાંથી ઉત્પન્ન થયેલા પેગેસસ ઘોડાને આપણે ત્યાં ઉચ્ચૈઃશ્રવાનું નામ મળ્યું અને પેલો દરિયાઈ દૈત્ય સીટસ તિમિંગલનું નામ પામ્યો.

પેલા ચમકારા–મિચકારા મારતા આલગોલ તારાને પાશ્ચાત્યો મેડુસા રાક્ષસીની આંખ પણ કહે છે. મેડુસા રાક્ષસીને એક જ આંખ

હતી એ તો જાણીતી વાત છે. તો પછી આપણે એને યયાતિની કથા માંહેના રહી જતા પાત્ર શુક્રાચાર્યનું નામ આપી દઈએ તો શું ખોટું? અસુરગુરુ શુક્રાચાર્યની અદ્વિતીય (એક) આંખે પણ ક્યાં ઓછા ચમકારા–મિચકારા કર્યા છે?

આ કથા માંહેની શર્મિષ્ઠાને કાકાસાહેબે દેવયાનીનું નામ આપ્યું છે. પેલી અભિમાની કેસીઓપીઆનું બીજું નામ બાઈસાહેબની ખુરસી : Lady's Chair છે. તેમ 'દેવયાની' એટલે દેવનું વાહન. આવું 'ઝંપન' નામનું વાહન હિમાલય તરફ થાય છે તે પરથી કાકાસાહેબે એ નામ યોજી દીધું છે. બીજી રીતે પણ બન્ને કથાઓમાં ગર્વિષ્ઠ પાત્રો તો કેસીઓપીઆ અને દેવયાની જ છે ને?

## શર્મિષ્ઠાનું શિક્ષણ

આ શર્મિષ્ઠા જાણે ખુરસીમાં બેઠેલી મહેતીજીની જેમ આખા આકાશમાં ફરતી ફરતી પોતાના સ્વરૂપથી આંકડા જ શીખવતી લાગે છે. એ ઊગતી હોય છે ત્યારે તગડો (૩) શીખવતી હોય છે. ઉપર આવતાં અંગ્રેજી 'એમ': M શીખવવા લાગે છે. પશ્ચિમ આકાશમાં ઊતરતી વખતે 'દ' શીખવે છે અને આથમતી વખતે અંગ્રેજી 'ડબલ્યુ' W શીખવતી જાય છે. અલબત્ત, આપણને તો એ વખતે નદીમાં તરતી મૂકેલી કાગળની હોડી દેખાય. જોઈએ, ન જોઈએ ત્યાં તો એ હોડી ઉત્તર આકાશમાં ચાલી નીકળે અને જતાં જતાં ખીલેલા રૂપાળા કમળના ખ્યાલનો ચમકારો આપતી જાય.

આ શર્મિષ્ઠાને આખા ઉત્તરાકાશને ધ્યાનમાં લઈને નીરખીએ તો, શર્મિષ્ઠા અને અભિજિત તેમ જ બ્રહ્મહૃદય અને સપ્તર્ષિ ધ્રુવને મધ્યબિંદુ રાખીને સામસામાં ફરી રહ્યાં છે. જાણે ધ્રુવદાદાને વચ્ચે ઊભા રાખીને આ ચારે બાળકો 'દોડ ઉંદરડા, ઉંદરડી આવે'ની રમત અનંતકાળથી રમી રહ્યાં છે.

શર્મિષ્ઠાના એવાં અન્ય સ્વરૂપ નીરખવા જતાં વખત નીકળી

જશે. હમણાં તો ગ્રીક લોકો અને આપણા પુરાણકારોની બે કથા ભજવતાં આ પાત્રો અર્ધા આકાશની રંગભૂમિ કબજે કરીને પોતાના પાઠ ભજવી રહ્યાં છે. એમની ઓળખાણ કરીએ ત્યાં તો ભાદ્રપદનો ઉચ્ચૈઃશ્રવા અશ્વ ડાબલા ઠોકી, કોઈ અસવાર નહિ આવવાથી પશ્ચિમ પ્રદેશમાં પ્રયાણ કરવા હણહણી રહ્યો છે. તિમિંગલ પાણીમાં વેરાઈ ગયેલાં મોતી જેવો ઝાંખો બનીને, ડૂબકી મારી માછલીઓના આહાર અર્થે નાસી જવાની તૈયારી કરી રહ્યો છે. અભિયાની દેવયાનીની ખુરસી ઊથલી પડી છે અને વાંકાચૂંકા 'દ'નો આકાર ધારણ કરી ગઈ છે. યયાતિ મૃગયા કરવા માટે ઉચ્ચૈઃશ્રવા પર છલંગ મારવાની તૈયારી કરી રહ્યો છે, પણ એને શર્મિષ્ઠા જવા નહિ દે અને ઉચ્ચૈઃશ્રવા ઉતાવળો થઈને અસ્ત પામશે. અભિયાની ચાંદો આ સૌનો એક પછી એક થતો અસ્ત જોઈને હસે છે અને એના હાસ્યના પડઘા આકાશમાં પ્રકાશરૂપે વેરી આકાશને સફેદ બનાવી દે છે.

## બ્રહ્માંડની બહાર

અન્યના અસ્ત પર ખુશી થતા એ ચાંદાને આપણે ઝાઝો નિહાળવો નથી. જો તમને ઘેર કોઈ વઢનાર ન હોય તો, પેલા રખડુ છોકરા ગામ બહાર ચરતાં ગમે તેનાં ઘોડાં પર ચડી વનવગડામાં આથડવા નાસી છૂટે છે તેમ—આપણે પણ સેકંડના એક લાખ, છાસી હજાર માઈલનો વેગ ધરાવનાર પેલા મનોવેગી પ્રકાશવર્ષના અશ્વ પર ચડીને ચાલો આપણા આ ચિરપરિચિત બ્રહ્માંડની બહાર નીકળી જઈએ. બ્રહ્માંડની બહાર નીકળતાં આપણા પ્રકાશ—અશ્વને ૩૦,૦૦૦ પ્રકાશવર્ષ લાગશે. (આપણા બ્રહ્માંડની લંબાઈ ૧,૨૦,૦૦૦ પ્રકાશવર્ષ દૂર એ હિસાબે.)

આપણા બ્રહ્માંડની બહાર નીકળતાં આ શું દેખાય છે? જાણે હુતાશિનીને દિવસે કોઈ ડુંગર પર ચડતાં ચોમેર દૂર દૂર ઠેકઠેકાણે આગનાં ભડકા બળી રહ્યા છે. એ પ્રકાશ સ્વરૂપ ભડકાઓ તે બીજું

કાંઈ નથી, પણ આપણા શહેરથી બહાર નીકળતાં આપણા શહેર જેવાં બીજાં શહેરોનાં દીવડાઓના પ્રકાશપરથી તેના પર ઝાંખા ઓળા ઝૂમી રહ્યા હોય છે તેમ આ પ્રકાશસ્વરૂપ ભડકાઓ આપણા બ્રહ્માંડ જેવાં અન્ય બ્રહ્માંડોના પ્રકાશના ઓળા છે.

આ અન્ય બ્રહ્માંડો એટલે આવર્તકાર (પાણીની ઘૂમરી જેવી) નિહારિકાઓ. પાશ્ચાત્યો તેને સ્પાઈરલ નેબ્યુલી : Spiral Nebulae કહે છે. આ નિહારિકાઓને રખે આપણા બ્રહ્માંડ—આકાશગંગામાં વસતી ગ્રહસ્વરૂપ અને અવ્યવસ્થિત નિહારિકાઓ સાથે ભેળવી દેતા. આ નિહારિકાઓ તો આપણા બ્રહ્માંડ સ્વરૂપ આકાશગંગા જેવાં જ વિશ્વમાં ઝૂલી રહેલાં અન્ય બ્રહ્માંડો છે. આ બ્રહ્માંડોનો પરિચય મેળવવા માટે આપણા બ્રહ્માંડની મર્યાદિત આંખો તેમ જ કલ્પનાને અમર્યાદિત કરી મૂકશો તો જ આગળ વધી શકાશે, હો !

## નજીકનાં બ્રહ્માંડ

આપણા બ્રહ્માંડને મૂકયા પછી સૌથી પ્રથમ જે નિહારિકાને આપણે જોઈ શકીએ છીએ તે યયાતિમંડળ પાસે આવેલા ત્રિકોણ તારકમંડળમાં આવેલી છે. (M 33 Triangulum) એ નિહારિકા આપણાથી ૮,૫૦,૦૦૦ પ્રકાશવર્ષ દૂર છે. તેનાથી તરત જ બીજે નંબરે આવતી નિહારિકા તે તો આપણી નરી આંખે દેખાતી પેલી દેવયાનીના તારકમંડળ માંહેની નિહારિકા (M 31 in Andromeda) આ નિહારિકા આપણાથી ૯,૦૦,૦૦૦૦ પ્રકાશવર્ષ દૂર છે. એ નિહારિકા પોતે એટલી બધી મોટી છે કે એના એક છેડાથી બીજા છેડા સુધી પ્રકાશને પસાર થતાં ૫૦,૦૦૦ પ્રકાશવર્ષ લાગે છે. આ નિહારિકા લગભગ આપણી આકાશગંગા જેવી, વચ્ચેથી ચપટી અને ચક્રાકાર સ્વરૂપની છે. આ નિહારિકાનું ચક્કર બરાબર આપણી આંખની સમાંતરે નથી, પણ જરા ઢળતું છે. તેથી તેનો વચલો ભાગ તેના છેવાડાના ભાગ કરતાં સારી પેઠે ઘટ્ટ દેખાય છે.

એનું સ્વરૂપ પહોળું થતું જાય છે તેમ તેમ એનો વચલો ભાગ ઘટ્ટ અને છેવાડાનો ભાગ પાંખો બનતો જાય છે. છેવટ ચક્રાકાર સ્વરૂપ બનતાં એના છેવાડાના પાંખા ભાગમાં તારાઓ દેખાવા લાગે છે. તદ્દન ચક્રાકાર સ્વરૂપમાં આપણી આકાશગંગાની જેમ ઘણા ભાગમાં વાયુમય સ્વરૂપે તારાઓનું રૂપ ધારણ કરી લીધું હોય છે.

આ સ્વરૂપદર્શન પરથી નિહારિકાઓની અને તારાઓની ઉત્પત્તિનો ઇતિહાસ પણ મેળવી શકાય છે. પ્રથમ જાણે તદ્દન વાયુમય સ્વરૂપ વિશ્વ હતું. તેમાંથી કોઈ આંતરિક હલચલને કારણે વાયુના ગોળા બંધાયા. આ ગોળાઓ તે નિહારિકાઓ. એ ગોળાઓ આપણી પૃથ્વીની જેમ કોઈ આંતરિક શક્તિને કારણે ગોળ ગોળ ફરવા લાગ્યા અને ઉપર નીચે દબાતાં ચપટા અને પહોળા થવા લાગ્યા. પહોળા થતાં થતાં ચક્રાકાર સ્વરૂપે આવ્યા ત્યારે તેના છેવાડાના ઠરેલા વાયુમય સ્વરૂપમાંથી તારાઓ બંધાયા. એ રીતે આપણી આકાશગંગા નિહારિકાનું પૂરેપૂરું પાકટ સ્વરૂપ છે.

આપણી આકાશગંગાની જેમ આ બધી નિહારિકાઓ તેમના કોઈ મધ્યબિંદુ આસપાસ ગોળાકાર ફર્યા કરતી હોય છે. આ દેવયાનીની નિહારિકાને એક ચક્ર પૂરું કરતાં એક કરોડ, ૯૦ લાખ વર્ષ લાગે છે. ત્યારે એના છેવાડાના ભાગ એ ચક્ર પૂરું કરી લેવા માટે કેટલી ગતિથી ફરી રહ્યા હશે?

## અનંતને આરે

આવી નિહારિકાઓ વિશ્વમાં લગભગ ૨૦ લાખ શોધાઈ છે. આમાંની દૂરદૂરની નિહારિકાઓ વરેણ્યકેશા નામના તારામંડળમાં છે. વરેણ્યકેશાના વિભાગમાં જાણે વાળે વાળે તારા સ્વરૂપ મોતી ભરવાને બદલે હીરા જડયા હોય તેવી અસંખ્ય નિહારિકાઓ મળી આવી છે. આ નિહારિકાઓ આપણાથી ૫ કરોડ પ્રકાશવર્ષ દૂર છે.

એનાથી યે દૂર ભાદ્રપદના ચોરસમાં નિહારિકાઓ મળી આવી છે. એ ચોરસમાં લગભગ ૧૬૨ જેટલી નિહારિકાઓ દેખાય છે, અને તે આપણાથી ૧૦ કરોડ પ્રકાશવર્ષ દૂર બેઠી છે.

આટલે બધે દૂર આવેલી અને આટલી બધી નિહારિકાઓ તો હજી ૧૦૦ ઇંચના ટેલિસ્કોપમાંથી નીરખી શકાઈ છે. આ દરમ્યાન ૨૦૦ ઇંચનો એક બીજો ટેલિસ્કોપ તૈયાર થઈ રહ્યો છે. એ તૈયાર થતાં લગભગ એટલી જ બીજી નિહારિકાઓ અત્યાર સુધી મપાયેલા અંતરથી બમણા અંતરમાં નીરખી શકાશે.

નિહારિકાઓનું નિરીક્ષણ એક બીજી અદ્‌ભુત વાત પણ કહી જાય છે કે આ બધી નિહારિકાઓ આપણાથી દૂર દૂર અનંત અવકાશમાં ભાગતી જાય છે. દેવયાનીની નિહારિકા આપણા તરફ આવી રહી છે. પણ બીજી નિહારિકાઓ તો દૂર દૂર ચાલી જતી દેખાય છે. જેમ એમનું અંતર દૂર, તેમ એમની ભાગવાની ગતિ વધારે.

આ પરથી વૈજ્ઞાનિકો કલ્પના કરી રહ્યા છે કે આ વિશ્વ હવાથી ફુલાતા કોઈ ફૂગાની જેમ ફુલાઈ રહ્યું છે. એક દિવસ તે જરૂર ફૂટી જવાનું. પણ વૈજ્ઞાનિકોની આ કલ્પનાને વિશ્વના અન્ય નિયમો અનેક રીતે ભૂલથાપ આપી રહ્યા છે અને હજી કોઈ નિયમ પ્રસ્થાપિત થવા નથી દેતા.

## અનંતના અંતનો તાગ

પણ આટલી આટલી બ્રહ્માંડસ્વરૂપ અનંત નિહારિકા સમાવતા આ વિશ્વનો કોઈ અંત ખરો કે નહિ? એનું કોઈ બાંધ્યું સ્વરૂપ ખરું કે નહિ? વૈજ્ઞાનિકો કહે છે કે આ અનંત વિશ્વ પણ આપણી પૃથ્વીની જેમ એક ગોળાકાર છે. આપણી પૃથ્વી ગોળ છે તેથી તેના એક બિંદુથી માંડીને બરાબર ગોળાકાર મુસાફરી કરીએ તો પાછા ત્યાં જ આવી પહોંચીએ છીએ. જો વિશ્વ પણ ગોળ હોય તો તેમાં

પણ આવું કાંઈક થવું જોઈએ ને? અને થયું છે પણ ખરું. વિશ્વના ગોળાકારમાં એક ઠેકાણેથી નીકળેલો પ્રકાશ આંટો મારીને મૂળ ઠેકાણે આવીને ઊભો રહે છે, તેના દાખલા મળી આવ્યા છે. આપણી પાસેમાં પાસેની ત્રિકોણ અને દેવયાની માંહેની નિહારિકાને સામે છેડે જોતાં તેમનો પ્રકાશ ત્યાં પણ આછા ધાબા રૂપે નીરખી શકાય છે.

જો વિશ્વનું આવું કાંઇક સ્વરૂપ છે તો તેનો ક્યાંક અંત પણ ખશે ને? વૈજ્ઞાનિકો આંકડા માંડીને કહે છે કે કદાચ આ વિશ્વનો પરીઘ ૫૦,૦૦,૦૦૦ લાખ પ્રકાશવર્ષ હોય. પણ વૈજ્ઞાનિકોએ કાઢેલા આ આંકડા તેમને જ અનેક રીતે મૂંઝવી રહ્યા છે અને તેઓ પૃથ્વીના પરીઘને મૂંઝાતા મૂંઝાતા ૮૦,૦૦૦ પ્રકાશવર્ષથી માંડીને ૫૦,૦૦,૦૦૦ પ્રકાશવર્ષ સુધી માંડયા કરે છે. પણ જેમ જેમ તેઓ આ આંકડાનો તાળો મેળવતા જાય છે તેમ તેમ અન્ય કલ્પનાઓ તેમને સૂઝે છે અને તેનાથી તેઓ વિશેષ મૂંઝાતા જાય છે. **'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह'**–જ્યાં માનવીની વાણી વિરમી જાય છે અને મન તેને મેળવી શકતું નથી ત્યાં વિશ્વ **'नेति, नेति'** કહેતું 'હજી તમે મારું સ્વરૂપ નહિ પામી શકો, હજી અંત નથી આવ્યો, નથી આવ્યો.' એમ કહેતું વિરાટ અને વિરાટ થતું જાય છે.

## અનંતનું વિરાટપૂજન

અનંત બ્રહ્માંડો શમાવતું આ વિશ્વ, તેમાં એક બ્રહ્માંડ સ્વરૂપ આપણી આકાશગંગા, તેના એક સામાન્ય સભ્ય સમો સૂર્ય, તેની આસપાસ ફરનાર પૃથ્વી, તેની અંદર વસતો માનવી–ક્યાં વિરાટ વિશ્વ અને ક્યાં વામન માનવી! અનંત વિશ્વના એક અણુ સમ ભાગ પર વસતો અને અપરિમેય કાળના એક નિમિષ માત્રમાં જીવતો માનવી કેટલો વામન લાગે છે? આમ છતાં યે એની અંદર પડેલો કોઈ અગમ્ય ચેતન–તિખારો તેનાં કલ્પનાચક્ષુને કોટિગણાં વિસ્તૃત કરીને

એ અનંત વિશ્વને ફરી વળવા પ્રયત્ન કરે છે અને અપરિમેય કાળને માપવા માટે પ્રયાસ કરે છે. પણ વિરાટ વિશ્વને જાણે પોતાનું સ્વરૂપ સંપૂર્ણપણે પ્રગટ થાય તે ગમતું નથી લાગતું અને માનવીને તેનું સ્વરૂપ સંપૂર્ણપણે જોવું છે. પોતાનું સંપૂર્ણ સ્વરૂપ ન દેખાવા દેવા માટે વિશ્વ વિરાટ અને વિરાટ દેખાતું આવે છે અને તેને નીરખવા મથતો માનવી પણ વિરાટ અને વિરાટ થતો જાય છે.

ખરી રીતે તો માનવી આ વિરાટસ્વરૂપનો જ એક અંશ છે ને? માનવી જાણે પોતાના અંતરથી પોકાર કરતો અનંત પ્રયાસો આદરી એના વિરાટ આદ્યસ્વરૂપને પામવા પ્રયત્ન કરી રહ્યો છે. જાણે વિરાટનો અણુ વિરાટની સંપૂર્ણ ઓળખ કરીને તેની સાથે એક સ્વ-રૂપ પામવા પ્રયાસ કરી રહ્યો છે. આ તો અણુસમ ચેતનનું જાણે અહર્નિશ ચાલતું અનંતનું વિરાટપૂજન.

# પરિશિષ્ટ ૧

## રાશિઓ

| ગુજરાતી નામ | અંગ્રેજી નામ | નક્ષત્રોની સ્થિતિ | સુચિ પાનું |
|---|---|---|---|
| ૧ મેષ | Aries | અશ્વિની+ભરણી+$\frac{1}{4}$ કૃતિકા | ૨૧,૨૦૮,૨૧૯ |
| ૨ વૃષભ | Taurus | $\frac{3}{4}$ કૃત્તિકા+રોહિણી+$\frac{1}{2}$ મૃગશિર્ષ | ૧૪,૨૧,૨૨,૧૬૩,૨૨૩,૨૨૪,૨૨૫ |
| ૩ મિથુન | Gemini | $\frac{1}{2}$ મૃગશિર્ષ+આર્દ્રા+$\frac{3}{4}$ પુનર્વસુ | ૨૧,૨૨,૪૧,૪૩,૫૬ |
| ૪ કર્ક | Cancer | $\frac{1}{4}$ પુનર્વસુ+પુષ્ય+અશ્લેષા | ૨૧,૪૧,૪૫,૫૬ |
| ૫ સિંહ | Leo | મઘા+પૂ૦ ફાલ્ગુની+$\frac{1}{4}$ ઉ. ફાલ્ગુની | ૨૧,૫૪,૫૯,૬૦,૬૧,૬૩ |
| ૬ કન્યા | Virgo | $\frac{3}{4}$ ઉ. ફાલ્ગુની+હસ્ત+$\frac{1}{2}$ ચિત્રા | ૨૧,૮૯,૯૦,૯૩ |
| ૭ તુલા | Libro | $\frac{1}{2}$ ચિત્રા+સ્વાતિ+$\frac{3}{4}$ વિશાખા | ૨૧,૧૨૨,૧૨૩ |
| ૮ વૃશ્ચિક | Scorpio | $\frac{1}{4}$ વિશાખા+અનુરાધા+જ્યેષ્ઠા | ૧૪,૧૫,૧૬,૨૧,૯૮,૧૧૨થી૧૧૬, ૧૨૦થી૧૩૦,૧૩૪,૧૪૭,૧૫૧,૧૫૨ ૧૫૩,૧૮૬ |
| ૯ ધન | Sagitarius | મૂળ+પૂર્વાષાઢા+$\frac{1}{4}$ ઉત્તરાષાઢા | ૨૧,૧૭૮ |
| ૧૦ મકર | Capricornus | $\frac{3}{4}$ ઉત્તરાષાઢા+શ્રવણ+$\frac{1}{2}$ ધનિષ્ઠા | ૨૧,૧૭૮થી૧૮૦ |
| ૧૧ કુંભ | Aquarius | $\frac{1}{2}$ ધનિષ્ઠા+શતભિષા+$\frac{3}{4}$ પૂ. ભાદ્રપદ | ૨૧,૧૮૦,૨૦૧,૨૦૩ |
| ૧૨ મીન | Pisces | $\frac{1}{4}$ પૂ. ભાદ્રપદ+ઉ. ભાદ્રપદ+રેવતી | ૨૧,૨૩૨,૨૩૩ |

# પરિશિષ્ટ ૨

## નક્ષત્રો

| ગુજરાતી નામ | અંગ્રેજી નામ | સૂચિ પાનું |
|---|---|---|
| ૧ અશ્વિની | Hamal | ૧૯૩,૨૦૫,૨૦૬,૨૦૮,૨૧૦,૨૧૯,૨૨૮,૨૨૯,૨૩૨, ૨૩૩,૨૪૪,૨૪૭ |
| ૨ ભરણી | Musca | ૧૯૩,૨૦૮ થી ૨૧૦,૨૧૪,૨૧૯ |
| ૩ કૃત્તિકા | Pleides | ૧૪૧,૧૬૪,૧૯૩,૨૧૪ થી ૨૧૯,૨૨૨,૨૨૩,૨૨૫, ૨૩૨,૨૪૨,૨૪૬, |
| ૪ રોહિણી | Aldebaran | ૫૪,૯૬,૨૧૯ થી ૨૨૫,૨૨૯,૨૪૨ |
| ૫ મૃગશિર્ષ | Orion (Belt) | ૩,૬ થી ૧૫,૨૨,૨૪,૨૬,૩૧,૩૫,૩૬,૪૧,૪૪,૯૪,૯૮, ૧૦૩,૧૧૧,૧૨૦,૧૨૧,૧૨૭,૧૪૧,૧૪૨,૧૫૩,૧૫૪, ૧૬૩,૧૬૮,૧૭૪,૧૭૫,૧૮૪,૧૯૩,૨૧૩,૨૧૮,૨૨૩, ૨૨૫,૨૨૮,૨૨૯,૨૩૩,૨૩૮,૨૩૯,૨૪૨ |
| ૬ આર્દ્રા | Betelgeuse | ૩,૭,૧૪ થી ૧૮,૨૯,૩૬,૪૧,૨૩૮,૨૪૨ |
| ૭ પુનર્વસુ | Pollux | ૩૬,૩૭,૪૧,૪૪,૪૫,૪૭,૪૮,૫૬,૯૫,૯૬,૯૯,૧૦૧, ૧૦૯,૧૮૪,૧૯૩ |
| ૮ પુષ્ય | Alpha Cancer | ૪૧,૪૨,૪૫ થી ૪૭,૫૬,૫૮,૧૪૧,૨૪૨,૨૪૩ |
| ૯ અશ્લેષા | Hydra (Head) | ૪૨,૫૬,૯૮ |
| ૧૦ મઘા | Regulus | ૨૨,૪૨, ૪૭ થી ૪૯,૫૨ થી ૫૫,૫૮,૫૯,૬૮,૭૦,૯૪, ૧૦૯,૧૧૫,૧૩૩,૧૮૪,૧૮૬,૨૧૩ |
| ૧૧ પૂર્વાફાલ્ગુની | Theta Leo | ૪૨,૪૮,૫૮,૫૯,૬૭,૧૩૩,૧૮૪ |

| | | |
|---|---|---|
| ૧૨ ઉત્તરાફાલ્ગુની | Denebola | ૪૨,૪૮,૫૮,૫૯,૯૩,૧૧૫,૧૩૩,૧૮૬ |
| ૧૩ હસ્ત | Corvus | ૮૦,૮૪,૯૦ થી ૯૪,૯૮,૧૦૧,૧૦૩,૧૦૪,૧૧૪ |
| ૧૪ ચિત્રા | Spica | ૪૮,૮૦,૮૨ થી ૮૪,૮૮ થી ૯૪,૧૦૯,૧૧૫,૧૨૧,<br>૧૨૨,૧૩૪,૧૮૪,૧૮૬ |
| ૧૫ સ્વાતિ | Arcturus | ૧૬,૧૭,૪૮,૮૦,૮૩ થી ૮૫,૮૮,૯૨ થી ૯૪,૧૦૯,<br>૧૧૫,૧૨૧ થી ૧૨૩,૧૩૪,૧૮૪,૧૮૬ |
| ૧૬ વિશાખા | Luben | ૮૪,૧૧૬,૧૨૧ થી ૧૨૫,૧૨૮ |
| ૧૭ અનુરાધા | Scorpio (Clippers) | ૮૪,૧૧૬,૧૨૩ થી ૧૨૮ |
| ૧૮ જ્યેષ્ઠા | Scorpio (Eye) | ૧૧૬,૧૨૫,૧૨૬,૧૫૧, |
| ૧૯ મૂળ | Scorpio (Sting) | ૧૧૬,૧૨૬,૧૨૭,૧૪૭,૧૫૧,૧૫૨,૧૭૮ |
| ૨૦ પૂર્વાષાઢા | Delta Sagitta | ૧૪૭,૧૫૧ થી ૧૫૩,૧૬૩,૧૭૮,૧૮૧ |
| ૨૧ ઉત્તરાષાઢા | Sigma Sagitta | ૧૪૭,૧૫૧,૧૫૨,૧૬૦,૧૬૯,૧૭૫,૧૭૯ |
| ૨૨ અભિજિત | Vega | ૧૬૫,૧૬૮ થી ૧૭૨,૧૭૫,૧૭૮,૧૮૧,૧૮૬,૧૮૯,<br>૧૯૪,૨૨૬,૨૫૩ |
| ૨૩ શ્રવણ | Altair | ૨૨,૧૫૬,૧૬૫,૧૬૭ થી ૧૬૯,૧૮૧,૧૮૬,૨૧૦, |
| ૨૪ ધનિષ્ઠા | Delphinus | ૧૬૫,૧૭૮,૨૦૨ |
| ૨૫ શતભિષા | Lamda Aquarius | ૧૮૦;૨૦૨ |
| ૨૬ પૂર્વાભાદ્રપદ | Markab (Pegasus) | ૨૦૨,૨૨૫,૨૨૮,૨૩૨,૨૪૨,૨૪૪,૨૪૭,૨૪૮ |
| ૨૭ ઉત્તરાભાદ્રપદ | Alpharat (Pegasus) | ૧૯૩,૨૦૨,૨૦૩,૨૩૩,૨૪૨,૨૫૪,૨૫૮ |
| ૨૮ રેવતી | Piscium | ૧૯૩,૨૨૮,૨૩૩ |

# પરિશિષ્ટ ૩

## તારામંડળો


| | | |
|---|---|---|
| ૧ સપ્તર્ષિ | Ursa Major | ૬૯ થી ૭૯,૮૨ થી ૮૬,૯૨,૧૦૫,૧૧૫,૧૨૧,૧૩૪ |
| | Great Bear | ૧૪૧,૧૭૦,૧૮૪,૧૮૫,૧૮૬,૧૮૮,૧૮૯,૨૫૩ |
| | Plough | |
| | King Charles' wain | |
| ૨ ધ્રુવમત્સ્ય | Ursa Minor | ૬૪,૭૮,૭૯,૧૧૫,૧૩૪,૧૮૩ થી ૧૮૯ |
| | Little Bear | |
| ૩ કાલીય | Draco | ૧૮૩ થી ૧૮૯,૧૯૪ |
| ૪ વૃષપર્વા | Cepheus | ૧૬૩,૧૮૯,૧૯૪,૨૩૬,૨૪૨,૨૪૮ થી ૨૫૩ |
| ૫ યયાતિ | Perseus | ૨૩૫,૨૪૨,૨૪૬ થી ૨૫૫ |
| ૬ શર્મિષ્ઠા | Cassiopia | ૭૬,૧૫૪,૨૪૨ થી ૨૫૪ |
| | Lady's chair | |
| ૭ દેવયાની | Andromeda | ૧૫૪,૨૦૨,૨૪૨,૨૪૭ થી ૨૫૪ |
| ૮ હંસ | Cygnus | ૧૬૫,૧૭૫ થી ૧૭૮,૧૮૧,૧૮૬,૨૧૦,૨૪૩ |
| | The Swan | |
| | The northern cross | |

| | | |
|---|---|---|
| ૯ શૌરી | Herculeus | ૧૨૪,૧૩૦,૧૩૬,૧૩૮ થી ૧૪૫,૧૫૩,૧૬૯,૧૮૬ થી ૧૮૯ |
| ૧૦ ભુજંગધારી | Ophiucus | ૧૩૦,૧૩૪,૧૩૫,૧૪૨,૧૬૩ |
| ૧૧ તિમિંગલ | Cetus | ૨૨૮,૨૩૩,૨૩૪,૨૪૮, ૨૪૯ થી ૨૫૪ |
| ૧૨ બક | Grus | ૧૭૯ |
| ૧૩ મયુર | Pavo | ૧૭૯,૧૮૦ |
| ૧૪ વાસુકિ | Hydra | ૪૨,૫૬,૫૭,૫૮,૯૪,૯૮,૧૧૪,૧૩૩,૧૮૮ |
| ૧૫ વરેણ્યકેશા | Berenices' Hair | ૪૨,૬૧,૨૧૭ |
| ૧૬ બદ્ધશ્વાન | Canes Venatici | ૪૨,૬૩ |
| ૧૭ ત્રિકોણુ | Triangulum | ૨૪૭,૨૫૫ |
| ૧૮ શશક | Lepus | ૧૪,૩૫,૧૦૩,૧૦૪ |
| ૧૯ એકશૃંગી અશ્વ | Monoceros | ૧૪,૩૫ |
| ૨૦ મુકુટ | Corona Borealis<br>Northern Corona | ૮૦,૯૩,૯૪,૧૩૦,૧૩૫,૧૩૬,૧૪૧,૧૪૨ |
| ૨૧ ભૂપત (હલધર) | Bootes<br>The Herd's man | ૮૫ થી ૮૮,૯૩ |
| ૨૨ યમુના | Eridenus | ૨૨૮,૨૩૮,૨૩૯ |
| ૨૩ વહાણુ | Argo | ૯૫,૯૮ થી ૧૦૫,૧૧૧,૧૧૨,૧૧૪,૧૨૦,૧૪૩,૧૫૩ |

| | | |
|---|---|---|
| ૨૪ સ્વસ્તિક | Southern cross | ૯૫,૧૦૫,૧૦૭, ૧૧૧ થી ૧૧૫,૧૫૩,૧૭૫,૧૭૭ |
| | Crux | |
| ૨૫ કપોત | Columbia | ૧૦૧,૧૦૩,૧૦૪ |
| ૨૬ ચરૂ | Crater | ૧૦૧,૧૧૪ |
| ૨૭ વૃક | Lupus | ૧૦૭,૧૧૨ થી ૧૧૫,૧૨૦,૧૫૩ |
| ૨૮ નરતુરંગ | Centaurus | ૧૦૧,૧૦૩,૧૦૭ થી ૧૧૫,૧૨૦,૧૩૯,૧૫૩,૧૭૭,૧૭૮ |
| ૨૯ વીણા | Harp | ૩૧,૧૬૫,૧૬૯,૧૭૦,૧૭૨,૧૭૩,૧૭૪,૨૩૫ |
| ૩૦ ભુજંગ | Serpens | ૧૩૪,૧૩૫ |
| ૩૧ જયવિજય | Delta Centaurus | ૯૫,૧૦૭,૧૧૨ થી ૧૧૫,૧૨૦ |

# પરિશિષ્ટ ૪

## પહેલા વર્ગના ૨૦ તારાઓ

| ગુજરાતી નામ | અંગ્રેજી નામ | અંતર-પ્રકાશ વર્ષમાં | પ્રકાશ-સૂર્યની સરખામણીમાં | સૂચિ પાનાં |
|---|---|---|---|---|
| ૧. વ્યાધ | Sirius<br>Sparkling | ૮·૬ | ૨૬·૩ | ૩, ૧૧ થી ૧૫, ૨૫, ૨૬, ૨૯ થી ૩૬, ૪૪, ૯૪, ૯૭ થી ૯૯, ૧૦૨, ૧૦૯ થી ૧૧૧, ૧૨૫, ૧૮૪, ૨૨૯ |
| ૨. અગસ્ત્ય | Canopus | મપાયું નથી. | મપાયો નથી. | ૩૩ થી ૩૫, ૪૪, ૯૨, ૯૪, ૯૮, ૧૦૨, ૧૦૪, ૧૦૯, ૧૮૪, ૨૨૮, ૨૪૦, ૨૪૧ |
| ૩. નરતુરંગ-૧ | Alpha Centauri | ૪·૩ | ૧·૩ | ૯૮, ૧૦૧, ૧૦૩, ૧૦૭ થી ૧૧૫, ૧૨૦, ૧૩૯ |
| ૪. અભિજિત | Vega | ૨૬ | ૫૦ | ૧૬૫, ૧૬૮ થી ૧૭૨, ૧૭૫, ૧૭૮, ૧૮૧, ૧૮૬, ૧૮૯, ૧૯૪, ૨૧૦, ૨૨૬, ૨૫૩ |
| ૫. બ્રહ્મહૃદય | Capella<br>The She-goat | ૫૨ | ૧૮૫ | ૩, ૧૯, ૨૨૫ થી ૨૨૭, ૨૫૩ |

| | | | | |
|---|---|---|---|---|
| ૬. સ્વાતિ | Arcturus | ૪૧ | ૧૦૦ | ૧૬, ૧૭, ૪૮, ૮૦, ૮૩ થી ૮૫, ૮૮, ૯૨ થી ૯૪, ૧૦૯, ૧૧૫, ૧૨૧ થી ૧૨૩, ૧૩૪, ૧૮૪, ૧૮૬ |
| ૭. બાણરજ | Rigel | ૫૦૦ | ૧૫૦૦૦ | ૩, ૯, ૨૯, ૩૫, ૧૦૯, ૧૧૦, ૧૫૩, ૨૩૮, ૨૩૯ |
| ૮. પ્રભાસ | Procyon | ૧૦.૫ | ૫.૫ | ૩, ૧૪, ૩૫ થી ૩૭, ૪૪, ૯૫, ૧૦૯, ૧૮૪ |
| ૯. વેદીમુખ | Achernar<br>The End of the River | ૭૦ | ૨૦૦ | ૨૨૮, ૨૩૯, ૨૪૦, ૨૪૧ |
| ૧૦. નરતુરંગ–૨ | Beta Centauri | ૩૦૦ | ૩૦૦૦ | ૧૧૦, ૧૧૧ |
| ૧૧. શ્રવણ | Altair | ૧૬ | ૯.૨ | ૨૨, ૧૫૬, ૧૬૫ થી ૧૬૯, ૧૮૧, ૧૮૬, ૨૧૦ |
| ૧૨. આર્દ્રા | Betelgeuse | ૨૦૦ | ૧૨૦૦ | ૩, ૭, ૧૪ થી ૧૮, ૧૯, ૨૩૮, ૨૪૨ |
| ૧૩. ત્રિશંકુ | Alpha Crucis | ૨૩૦ | ૧૬૦૦ | ૯૫, ૯૮, ૧૦૫, ૧૦૬, ૧૨૦, ૨૦૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪. રોહિણી | Aldebaran | ૫૭ | ૯૦ | ૫૪, ૯૬, ૨૧૯ થી ૨૨૫ |
| ૧૫. પુનર્વસુ | Pollux | ૩૨ | ૨૮ | ૩૬, ૩૭, ૪૧, ૪૪ થી ૪૮, ૫૬, ૧૯૩ |
| ૧૬. ચિત્રા | Spica<br>Ear of wheat | ૨૩૦ | ૧૫૦૦ | ૪૮, ૮૦, ૮૨ થી ૮૪, ૮૮, ૮૯ |
| ૧૭. પારિજાત | Antares<br>Rival of Mars | ૩૮૦ | ૪૦૦૦ | ૧૬, ૧૭, ૫૫, ૧૧૬, ૧૨૪ થી ૧૨૮, ૧૩૪, ૧૫૧, ૨૨૧ |
| ૧૮. ભામમત્સ્ય | Fomalhaut | ૨૪ | ૧૩·૫ | ૫૪, ૫૫, ૨૨૮, ૨૪૦, ૨૪૧ |
| ૧૯. હંસપુચ્છ | Deneb | ૬૦૦ (?) | ૧૦૦૦૦ (?) | ૧૬૫, ૧૭૫ થી ૧૭૭ |
| ૨૦. મઘા | Regulus | ૫૬ | ૭૦ | ૨૨, ૪૨, ૪૭ થી ૪૯, ૫૨ થી ૫૫, ૫૮, ૫૯ |

# પરિશિષ્ટ ૫

## અન્ય ઊતરતા વર્ગના તારાઓ

| | | |
|---|---|---|
| **સપ્તર્ષિ** | | |
| ૧. ક્રતુ | Dubhe | ૬૪, ૬૯, ૭૨, ૭૬, ૧૦૫, ૧૪૧ |
| ૨. પુલહ | Mirak | ૬૪, ૬૯, ૭૨, ૭૬, ૧૦૫ |
| ૩. પુલસ્ત્ય | Phekda | ૬૪, ૭૨, ૭૬ |
| ૪. અત્રિ | Megrez | ૬૪, ૭૨, ૭૩, ૭૬ |
| ૫. અંગિરા | Alioth | ૬૪, ૭૨, ૭૩, ૭૬ |
| ૬. વસિષ્ઠ | Mizar | ૬૪, ૭૧થી ૭૯, ૧૦૬ |
| ૭. મરીચિ | Benatnasch | ૬૪, ૭૨, ૭૫, ૭૬, ૭૮, ૧૪૧ |
| અરૂંધતી | Alcor | ૬૪, ૭૩થી ૭૬ |
| ઉત્તરધ્રુવ | Polaris | ૩૦, ૪૮, ૬૪, ૬૮થી ૭૨, ૭૬, ૭૯, ૮૩, ૯૭, ૧૦૯, ૧૭૦, ૧૮૨, ૧૮૩, ૧૮૯થી ૧૯૪, ૨૦૨, ૨૨૫, ૨૨૭, ૨૪૨, ૨૪૪, ૨૫૩ |
| અગ્નિ | Nath | ૩, ૨૨૩, ૨૨૫ |
| પ્રજાપતિ | Delta Auriga | ૩, ૯૬, ૨૧૫, ૨૨૦, ૨૨૫ |
| **કૃત્તિકા** | | |
| ૧. વર્ષયંતી | Alcyone | ૨૧૫ |

| | | |
|---|---|---|
| ૨. દુલા | Electra | ૨૧૫ |
| ૩. ચુપૂણિકા | Mira | ૨૧૫ |
| ૪. મેઘયંતી | Merope | ૨૧૫ |
| ૫. અભ્રયંતી | Taygetta | ૨૧૫ |
| ૬. તિતઆી | Celaeno | ૨૧૫ |
| ૭. અંબા | Sterope | ૨૧૫ |
| યયાતિ–૨ | Algol | |
| | Beta Perseus | ૨૩૫, ૨૪૬, ૨૫૨ |
| તિમિંગલનો | | |
| અદ્દ્ભુત તારો | Mira Ceti | ૨૨૮, ૨૩૪, ૨૩૭ |
| હંસ–૬૧ | 61 Cygni | ૧૭૭, ૧૭૮ |
| વૈજયંતી | Zeta Piscium | ૨૨૮, ૨૩૩ |
| એકાકી | Alphard | ૪૨, ૫૫, ૫૬ |

# પરિશિષ્ટ ૬

## આધારભૂત ગ્રંથોની યાદી

( બધા ગ્રંથોની યાદી હાથવગી ન હોઇ સ્મરણમાંથી નીચેના ગ્રંથો ઉતાર્યા છે. )

1. The Stars in their Courses by James Jeans
2. Through space and time „ „
3. The Mysterious Universe „ „
4. The New Heavens by George C. Hale
5. The Depth of the Universe „ „
6. Great Astronomers by Sir Robert S. Ball
7. An Easy Outline of Astronomy by M. Davidson
8. A Text-book on Astronomy by H. Subramani Aiyar
9. Stars by E. Hawks
10-11 Myths and Legends of Many Lands, Part I, II by Evelyn Smith
12 Legends of Greece and Rome. by Grace H. Kupfer.
१३ भारतीय ज्योतिषशास्त्र श्री. शंकर बालकृष्ण दीक्षित
૧૪ જ્યોતિર્વિલાસ શ્રી. શંકર બાળકૃષ્ણ દીક્ષિત
૧૫ જીવનનો આનંદ કાકા કાલેલકર
૧૬ આકાશદર્શન શ્રી. ભોગીલાલ પટવા

સુધારો—પાનું ૧૯૩, લીટી ૧૦મી—'અશ્વિની નક્ષત્રના તારા'ને બદલે 'રેવતી નક્ષત્રના વૈજયંતી તારા' વાંચવું.

# સૂચિ


અ

અગ્રહાયન- ૬,૧૫,૧૪૨

આકારાગંગા-૯૧,૧૧૧,૧૧૪,૧૨૯,૧૫૧ થી ૧૮૧,૨૧૦,૨૨૭,૨૪૧,૨૪૫, ૨૫૯ થી ૨૫૯

ક

કરણકુતૂહલ ૨૦૯

કાદંબરી ૨૦૬

કેન્ડલપાવર ૨૯

કેન્દ્ર ૧૭ થી ૧૯

કેમેરા ૨૮

કોલસાનો કોથળો-૧૧૧,૨૬૨,૧૭૫

ક્રાન્તિવૃત્ત-૧૧,૧૨,૧૯૨,૧૯૩,૨૦૩

ક્રોસ ૧૭૭

ક્ષિતિજ ૩૩,૪૮,૧૧૨

ગ

ગુરુ ૨૨

ગુરુત્વાકર્ષણ-૨૦,૩૧,૧૬૧,૧૬૪, ૧૯૦,૨૩૬

ચ

ચંદ્ર-૧૩,૧૪,૨૨,૨૩,૪૪,૬૫,૬૬,૮૨, ૯૫થી૯૭,૧૦૮,૧૨૬,૧૫૨,૧૭૩, ૧૮૪, ૧૯૦,૧૯૬ થી ૨૦૦,૨૧૪, ૨૧૯,૨૨૦,૨૨૫,૨૨૯,૨૩૫,૨૪૨ થી ૨૪૪,૨૫૪

ચાંદ્રમાસ ૨૨

ટ

ટેલિસ્કોપ-૨૭ થી ૩૦,૩૮,૪૬,૧૪૨, ૧૪૫,૧૪૬,૧૫૬,૧૬૩,૧૭૩,૨૪૭, ૨૫૮

ત

તારકગુચ્છ ૧૧૧,૧૧૨,૧૨૩,૧૨૫,૧૩૦, ૧૩૮થી ૧૪૧,૧૫૩,૧૬૧ થી ૧૬૪, ૧૮૦ ૨૦૫

તારકવાદળાં ૧૧૨,૧૬૦ થી ૧૬૪,૧૬૯, ૧૭૫

તારા

અનિયમિત રૂપવિકારી ૨૩૭,૨૩૮

-ઓનો વર્ગ ૨૬ થી ૨૯

ખરતા ૪૯ થી ૫૨

ગ્રહણગ્રસિત રૂપવિકારી ૨૩૫

જોડિયા ૩૦ થી ૩૨,૧૦૬,૧૧૧ ૧૨૩,૧૨૫,૧૩૬,૧૫૩,૧૭૦,૧૭૭ ૨૨૬,૨૨૭,૨૩૫,૨૩૬,૨૪૬,૨૪૭

દાનવ તારા ૧૫,૧૬,૧૯,૨૦,૧૨૫, ૨૨૬,૨૩૪,૨૩૭

દીર્ઘ દ્વીન નિયમિત ૧૬૦થી૧૬૩,૧૮૦,૨૩૬,૨૩૭,૨૪૭
રૂપવિકારી ૨૩૭
નવીન રૂપવિકારી ૧૪૨ થી ૧૪૪
રૂપવિકારી ૧૦૨,૨૩૫,૨૪૬
વામન ૧૮,૧૯,૨૦ ૩૧
વૃષપર્વીય રૂપવિકારી ૨૩૬,૨૪૮
સમાંતર સ્વરૂપી ૧૮,૧૯

તિથિ
અમાસ ૬૬,૨૨૮ થી ૨૩૨,
આઠમ ૮૦,૮૨
ચોથ ૨૦૦
ચૌદશ ૬૪,૬૬
છઠ ૨૨૩
તેરશ ૧૨૩
દીવાળી ૧૨૩
પાંચમ ૯૫
પૂનેમ (પૂર્ણિમા) ૮૪ ૧૧૨,૧૫૨, ૨૨૯,૨૩૦
બીજ ૨૩,૨૪,૬૫,૬૬,૮૨
શરદપૂનમ ૧૯૬,૧૯૭,૨૦૦,૨૦૨
તૈત્તિરીય બ્રાહ્મણ ૮૪,૧૨૨

દ
દૈત્યની આંખો ૩૮ થી ૪૦

ધ
ધૂમકેતુ ૪૯,૫૦,૧૮૦
ધ્રુવ–ઉત્તર ૧૩,૨૧,૬૭,૭૦,૭૭
,, દક્ષિણ ૨૧,૭૦,૯૯,૧૦૫,૧૧૫, ૧૬૨,૧૯૩

ન
નાગદમન ૯૩
નિહારિકા ૯,૬૩,૧૧૧,૧૪૩,૧૫૩,
અવ્યવસ્થિત ૯,૧૭૪ ૧૭૫, ૨૫૫
આવર્તકાર ૨૫૫થી ૨૫૮
ગૃહસ્વરૂપ ૧૭૩ ૨૫૫
વલયાકાર ૧૭૨ થી ૧૭૪
નેપચ્યુન ૭૮

પ
પરમાણુ ૧૭
પાસેંક ૧૧૦
પિરામીડ ૧૯૪
પૃથ્વી ૧૬,૧૯,૨૨,૪૯ થી ૫૨,૧૦૮ થી ૧૧૦ ૧૧૮,૧૨૩ ૧૪૩,૧૪૪, ૧૪૮,૧૫૮,૧૬૦,૧૬૧,૧૬૯,૧૭૭, ૧૭૮,૧૮૨,૧૯૦ થી ૧૯૨,૨૫૮, ૨૫૯
પ્રકાશવર્ષ ૧૦૮ થી ૧૧૧
પ્રોક્ઝીમા ૪૬,૧૪૧

બ
બાઇબલ ૧૦૩
બુધ ૧૯૮,૨૨૦,૨૨૬

ભ
ભડલીવાક્ય ૭,૮,૪૬,૪૮,૫૯,૮૪, ૮૮,૧૨૨,૨૧૦,૨૧૯,૨૨૨

મ
મકરસંક્રાન્તિ ૧૯૨
મન્વતર–સ્વાયંભુવ ૭૨
મંગળ ૧૭,૨૩,૧૨૪,૧૨૫
માસ–ગુજરાતી
આષાઢ ૧૩૧,૧૪૭,૧૫૦,૧૫૧, ૧૬૬,૧૬૭,૧૭૯

આસો ૮૪,૧૯૫,૧૯૬,૨૦૦,૨૦૫,
૨૧૨,૨૩૧
કારતક ૬,૨૧૧,૨૧૨,૨૧૩
ચૈત્ર ૮૦ થી ૮૩,૧૨૧
જેઠ ૧૨૨,૧૩૦,૧૩૧,૧૩૪ ૧૪૭
પોષ ૨૩,૨૪,૪૧,૪૩,૪૫,૨૧૩,
૨૪૨
ફાગણ ૪૭,૫૮,૬૪ ૬૫
ભાદરવો ૮૮,૮૯,૧૭૬,૧૮૩,૧૯૫,
૧૯૬,૨૦૨ ૨૧૨
મહા ૨૨,૪૩,૪૪,૪૭,૬૪,૨૧૩
માગસર ૫,૬,૨૦,૧૧૩,૨૨૮
વૈશાખ ૯૫ ૧૧૬ ૧૧૮,૧૨૧,૧૩૦,
૧૮૩
શ્રાવણ ૨૨,૧૬૫ થી ૧૬૮,૧૭૬,
૧૯૫,૨૦૧

માસ—અંગ્રેજી
- એપ્રીલ ૧૭૬
- ઓગસ્ટ ૨૪૭
- જાન્યુઆરી ૧૯૨
- જુલાઇ ૧૭૨
- જૂન ૫૨,૧૭૪
- ડિસેમ્બર ૧૯૨
- નવેમ્બર ૪૯,૫૦,૨૪૫
- ફેબ્રુઆરી ૨૪૬
- માર્ચ ૧૭૪,૧૭૬,૨૦૩,૨૪૫

મૈત્ર્યુપનિષદ ૧૯૩

ય

યુરેનસ ૧૮૦

ર

રાશિ ૨૧ ૨૧, ૪૧
—ચક્ર ૨૧

લ

લાર્જર મેગેલેનિક ક્લાઉડ ૧૧૧
લીલાવતી ગણિત ૨૧૦
લેસર (સ્મોલર) મેગેલેનિક ક્લાઉડ—૧૧૧, ૧૩૬

વ

વર્ષ–સાયન ૧૯૧
—નિરયન ૧૯૧
વસંતસંપાત ૧૯૩, ૨૦૩, ૨૦૮, ૨૩૪, ૨૩૩
વસિષ્ઠસિદ્ધાંત ૧૯૩
વાનમાનેનો તારો ૧૯
વાયુપુરાણ ૧૯૩
વિષુવવૃત્ત ૨૧, ૧૧૫, ૧૯૦, ૧૯૨, ૧૯૩, ૨૦૩
વિષુવાયન ૧૮૨, ૧૯૦, ૧૯૧, ૧૯૩
વીણા ૧૭, ૧૮, ૧૯
વેદ ૫૨, ૬૯, ૭૦, ૮૯, ૧૦૩, ૧૯૩

શ

શનિ ૨૩
શરદસંપાત ૧૯૩
શુક્ર ૨૩, ૬૧, ૯૭, ૨૧૮, ૨૪૫

સ

સમુદ્રમંથન ૫૭,૧૨૪,૨૦૨
સિદ્ધાંત શિરોમણિ ૨૦૯
સૂર્ય ૧૬ થી ૨૨,૨૮,૩૧,૩૨,૩૬, ૪૮ થી ૫૦,૫૫, ૭૯,૮૦,૮૪,૮૮, ૮૯,૧૦૮ થી ૧૧૧,૧૧૭,૧૨૪, ૧૨૫,૧૩૨,૧૩૮,૧૩૯,૧૪૪,૧૪૫, ૧૫૭ થી ૧૬૧,૧૬૬,૧૫૯ થી ૧૭૪, ૧૭૭,૧૮૦,૧૯૦ થી ૧૯૨,૧૯૮, ૨૦૩,૨૧૩,૨૩૫
સૂર્યમંડળ ૧૬,૩૨
સોનેરી ભિન ૧૦૧,૧૧૨

# વ્યક્તિવિશેષ

## અ


અગ્નિદેવ ૨૧૫

અચ્છોદા ૨૩૧

અનસૂયા ૭૨,૭૩

અમાવસુ ૨૩૧

અર્જુન ૨૦૬

અશ્વિનીકુમાર ૧૯૬,૨૦૫,૨૦૬

આર્ફસ ૭૭ થી ૭૯

આશાખાચર ૨૨૩

ઇંદ્ર ૧૦૬,૧૨૬

ઇસન ૯૯,૧૦૦

ઈસુખ્રિસ્ત ૮૯,૯૦,૧૦૫,૧૭૭
(જિસસ ક્રાઈસ્ટ)

ઉચ્ચૈ:શ્રવા ૨૦૨,૨૦૩,૨૦૫,૨૦૮,
૨૧૦,૨૨૯

ઋષભદેવ ૮૬ થી ૮૮

એજેનોર ૨૨૪

એટલાસ ૨૨૧

એડવર્ડ એમર્સન બર્નાર્ડ ૧૬૩

એન્ડ્રોમીડા ૧૯૫,૨૦૨,૨૩૪,૨૪૨,
૨૪૭ થી ૨૫૪

ઓરાયન ૧૪,૧૫,૨૧૫,૨૧૬

ઓર્ફીઅસ ૧૦૦,૧૬૯,૧૭૦


## ક


કચ ૨૫૧

કર્ણ ૫૪

કશ્યપ ૭૬

કાકા કાલેલકર ૬૧, ૨૫૩

કાર્તિકેય (ષડાનન, ષણ્માતુર)-૨૮,
૨૧૧.૨૧૫,૨૧૬,૨૨૩,૨૩૨

કાલકેય ૩૩

કાલપુરુષ ૧૩.૧૪

કાલીય ૫૭ ૯૨

કૃષ્ણ ૫,૬,૫૪,૫૬,૮૧.૮૭,૯૨,૧૨૩,
૧૨૪,૧૩૬,૧૪૧.૧૪૨,૧૫૯,
૧૬૭,૧૮૭,૧૮૮,૨૦૬

કેડમસ ૨૨૪

કેપ્ટન કૂક ૧૩૫

કેલીસ્ટો ૭૭ થી ૭૯

કેસીઓપીઆ ૭૬, ૧૫૪, ૨૪૨ થી
૨૫૪

કેસ્ટર ૩૭, ૩૮, ૧૦૦

કોપરનીકસ ૧૬૦

કૌરવ ૮૭

ક્યુપીડ ૨૩૩

ગ

ગરુડ ૭૬, ૧૫૬. ૧૬૮. ૧૬૯, ૧૮૭
ગાંધીજી ૧૯૭
ગેલિલિયો ૧૪૪, ૧૪૫, ૧૫૬
ગોપીચંદ ૫૫
ગોરખ ૫૫
ગોવાળ ૧૭૧, ૧૭૨
ગોવિંદસિંહ ૩૫

ઘ

ઘાઘ ૭, ૮

ચ

ચંદ્રાપીડ ૨૦૬
ચાર્લ્સ ૬૩,૭૬
ચીમેરા ૨૦૪
ચીરોન ૧૦૦
ચ્યવન ૨૦૫

જ

જવાહર ૧૯૭
જશોદા ૧૮૭
જાંભેકર ૨૫૧
જેસન ૩૭ ૯૯ થી ૧૦૪,૧૦૭,૧૧૨, ૧૧૪,૨૦૮
જ્યુનો ૧૪,૭૭,૭૮,૧૦૦,૧૦૨,૧૨૭, ૧૩૬,૧૭૯
જ્યુપીટર ૨૫,૩૭,૩૮,૪૦,૭૭,૭૮, ૧૩૬,૧૩૮,૨૦૪,૨૨૪

ટ

ટાઇફોન ૨૩૩,૨૩૪
ટાયકો બ્રાહે ૨૪૫
ટીન્ટોરેટો ૧૫૫
ટોલેમી ૬૧

ડ

ડીમોક્રીટસ ૧૫૬

ત

તારકાસુર ૨૧૧

થ

થોમસ એન્ડરસન ૨૪૬

દ

દત્તાત્રેય ૫૫,૭૩
દયાનંદ સરસ્વતી ૨૩૧
દરિયાપરી ૨૪૯
દિલીપ ૬૦,૬૧
દુર્યોધન ૮૭
દુઃશાસન ૬૨
દ્રોપદી ૬૨

ન

નંદી ૨૨૪
નક્ષત્રનાથ (પતિ) ૨૨
નરસિંહ મહેતા ૯૩,૧૮૭
નારદ ૧૨૪
નૃસિંહ ૬૦
નેરીસી ૨૦૭
નોહા ૧૦૩,૧૦૪

પ

પર્સ્યુસ ૨૦૩,૨૩૫,૨૪૧,૨૪૬થી ૨૫
પાન ૭૦
પુરુ ૨૫૨
પેગેસસ ૨૦૩,૨૦૪
પેલીઆસ ૧૦૦
પોલક્ષ ૩૭,૩૮,૧૦૦
પ્રજાપતિ ૧૨,૧૩,૮૪
પ્રહલાદ ૬૦
પ્રાચેતસ દક્ષ ૨૧૯
પ્લીઇડ્ઝ ૨૧૬

ફે

ફેબ્રીસીઅસ ૨૩૫

ફ્રીક્ષસ ૨૦૭,૨૦૮

બ

બહિર્ષદ ૨૩૧

બલરામ ૮૭ ૮૮

બાએલા ૪૯

બુદ્ધ ૧૯૮

બેરેનાઇસ ૬૧

બેલેરોફોન ૨૦૩ ૨૦૪

બ્રહ્મદત્ત ૧૯૮

બ્રહ્મા ૨૮,૭૨,૧૦૩,૨૨૬

ભ

ભગીરથ ૧૫૪

ભડલી ૭,૮,૫૬

ભરત ૮૬

ભરથરી ૫૧

ભાસ્કરાચાર્ય ૨૦૯,૨૧૦

ભીમ ૬૨

મ

મત્સ્યગંધા (સત્યવતી) ૨૩૧

મત્સ્યાવતાર ૧૦૨,૧૦૩

મકર્પુરી ૨૧૬,૨૫૦

મહાવીર ૨૩૧

મીનર્વા ૨૦૩,૨૦૪,૨૩૩,૨૫૦

મીસ લીવીટ ૨૩૬

મૂળરાજ ૧૨૬

મેઇઝ ૩૯

મેડુસા ૨૦૩,૨૫૦ થી ૨૫૨

મેયર ૧૮૦

ય

યુધિષ્ઠિર ૬

યુરસ્થીઅસ ૧૩૭

યુરોપા ૨૨૪

ર

રામ ૭૫

રાવણ ૨૮

રેમ ૧૦૦, ૨૦૬થી ૨૦૮

રોહીદાસ ૯૧, ૯૪

લ

લક્ષ્મણ ૮૭

લીલાવતી ૨૦૯, ૨૧૦

લોકમાન્ય ટિળક ૧૩, ૧૯૩

લોર્ડ રોસ ૬૩

વ

વરાહ મિહિર ૧૯૨, ૧૯૩, ૨૩૩

વસુદેવ ૫૬

વિક્રમ ૨૧૧

વિલિયમ હર્શલ ૨૭,૧૫૭,૧૬૨,૧૮૦

વિશ્વકર્મા ૮૯

વિષ્ણુ ૫૭, ૭૨, ૭૬

વિશ્વામિત્ર ૭૩, ૧૦૬

વીનસ ૨૩૩

વુરુના ૨૧૭, ૨૧૮

વૈવસ્વત ૭૨

વૈશંપાયન ૨૦૬

શ

શક ૧૯૮

શાલિવાહન ૮૧

શિવ (શંકર, મહેશ, મહાદેવ) ૧૩, ૨૭, ૫૭, ૬૦, ૬૧, ૭૨, ૨૧૫, ૨૧૮, ૨૨૩, ૨૨૫

શુક્રાચાર્ય ૫૭, ૨૫૧ થી ૨૫૩

શૃંગી ૫૫
શોપ્હે ૧૪૦,૨૩૭
સ્યુક્સ ૨૩૪

સ

સત્યભામા ૧૨૪
સત્યવ્રત ૧૦૨,૧૦૩
સાંબ ૮૭
સાંયોજી ઝૂલા ૧૮૭
સિદ્ધરાજ ૮
સીતા ૭૫
સુકન્યા ૨૦૫
સુદામા ૨૦૬
સૂર્યકન્યા ૧૭૧,૧૭૨
સ્કોટ ૯૯

હ

હયગ્રીવ ૧૦૩
હરિહર ભટ્ટ ૧૯૨
હર્ક્યુલીસ ૫૭ થી ૬૦,૧૦૦,૧૦૧
૧૩૬ થી ૧૪૦,૧૪૨
હાઇડ્રા ૨૨૧
હિરણ્યકશિપુ ૬૦
હીપાર્કસ ૨૬
હેલી ૬૩,૨૦૭,૨૦૮


# સ્થળ અને લોકો


અ

અમદાવાદ ૧૧૦
અમેરિકા ૫૨
અરબસ્તાન ૭૫
આફ્રિકા ૧૧૦
આરગોસ ૨૦૪
આરબ ૭૬,૮૮,૧૮૯,૨૨૩,૨૪૬
આર્કેડીઆ ૯૦
ઇજીપ્શીઅન ૧૮૯,૧૯૪,૨૦૮
ઇરાન ૫૫
એરિઝોના ૫૨
ઓલિમ્પસ ૧૩૮
ઓસ્ટ્રેલિયનો ૨૧૮
ઓસ્ટ્રેલિયા ૧૧૧,૨૧૭

ક

કલકત્તા ૧૧૦
કોરીન્થ ૨૦૩,૨૧૬
કોલ્ચીસ ૧૦૦,૧૦૧
ક્ષીરસાગર ૫૭

ખ

ખાલ્ડીઅન ૧૮૯

ગ

ગંગા ૯૦,૯૧,૯૪
ગિરનાર ૫૫
ગ્રીક ૧૫૪,૧૮૯,૨૦૩,૨૧૬.૨૫૧,૨૫૪
ગ્રીસ ૫૭,૫૯,૭૭,૮૫,૮૬,૯૯,૧૦૨,
૧૩૭,૧૬૯,૧૯૩,૨૦૭,૨૧૬,૨૪૯

ચ

ચીન ૧૭૦
ચીના ૮૮, ૧૮૯

જ

જાવા ૨૪૧

થ

થીબ્ઝ ૨૨૪

ન

નાઈલ ૨૬, ૧૮૦, ૨૩૯

પ

પ્રભાસપાટણ ૨૬

બ

બંગાલ ૧૩૫

બેબીલોન ૨૦૮

બ્રહ્મદેશ ૬૨

મ

મહારાષ્ટ્ર ૧૯૨

મિસર ૨૬,૬૧,૧૮૦,૧૯૪,૨૨૪,૨૨૫,
૨૩૯

મેક્સીકો ૧૫૮

મેરુ ૫૭

ય

યમપુરી ૧૧૧

યમુના ૫૬, ૮૭

યહુદી ૨૦૮

યુફ્રેટીસ ૨૩૩

યુરોપ ૭૮

ર

રજપુતો ૨૨૦,૨૨૧

રાજકોટ ૨૨૩

લ

લીસિયા ૨૦૪

વ

વીંધ્યાચળ ૩૩,૩૪

શ

શક ૨૧૧

સ

સાઇબીરિયા ૫૨

સિલોન ૧૧૫

સિયામ ૨૪૮

સીરિયા ૬૧

હ

હસ્તિનાપુર ૮૭

હિમાલય ૫૪

હિંદ ૧૧૦,૧૧૪

હિંદી ૧૮૯,૧૯૪

હેલીકોન ૨૦૩

# લેખકોનાં અન્ય પુસ્તકો

'પંખીઓના વિવિધરંગી જીવનમાં આપણે વધુ રસ, અધિક આનંદ લેતા થઈએ એ હેતુથી લેખકોએ સરળ છતાં શાસ્ત્રપૂર્ણ જ્ઞાન આપવાનો આ ગ્રંથમાં પ્રયાસ કર્યો છે. આવું જ્ઞાન કેવળ શાબ્દિક વર્ણનરૂપે લૂખું ન બની જાય એ હેતુથી તેમ જ પક્ષીસમાજ અને માનવજીવન વચ્ચે જે ગાઢ સંબંધ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે તે દર્શાવવાના ઉદ્દેશથી એમાં લોકકથા ને કવિતાનો છૂટથી ઉપયોગ કર્યો છે, છતાં એ રસ્તે હકીકતનો દોષ કે રસ-ક્ષતિ ન થાય એની પણ પૂરતી કાળજી રાખી છે.' **શ્રી હરિનારાયણ આચાર્ય**

'આપણા સમાજમાં શું ચાલે છે તે સ્પષ્ટ કહેવાનો લેખકોનો ઉદ્દેશ છે અને તે ઘણે અંશે સફળ થયો છે. . . . તેના પરિહાસમાં ક્યાંય અનૌચિત્ય આવતું નથી. તે બરાબર માનવસ્વભાવના સનાતન ઉપહસનીય ભાવો, દંભ, અભિમાન, વિડંબના, આત્મવંચના ઉપર જ કટાક્ષનો દરોડો પાડે છે. અને હસ્યા છતાં લગ્નનું ગાંભીર્ય, તેની પવિત્રતા, શ્રેયસ્કરતા, મંગલતા સમજે છે. હસવા છતાં નાયકના અંતરમાં તો આ લગ્નની વિષમ-તાનું દુઃખ જ છે. લેખકોની શૈલી વસ્તુને અનુરૂપ છે. કશા પણ આડંબર વિના નાયકની પેઠે એ શૈલી બધે સ્વેચ્છાએ પર્યટન કરે છે. તે અલંકારની પરવા કરતી નથી, જેટલી મુક્ત મજાહની કરે છે; અને છતાં તેમાં ગંભીર થવાની શક્તિ પણ છે. . . વાર્તાનો આદિ અને અંત સુદૃઢ છે, કળાશીલ છે.

**શ્રી રામનારાયણ વિ. પાઠક**

'પ્રજાજીવનને ઘડનારા ત્રણ સેવકોનાં જીવનચરિત્રો કિંમત રૂ. ૨–૮–૦

૧ આંગણાંનાં શણગાર, ૨ ઊડતાં બંગી, ૩ રૂપ-રૂપનાં અંબાર, ૪ વગડામાં વસનારાં, ૫ કંઠે સોહામણાં, ૬ પ્રેમી પંખીડાં. ગુજરાતી સાહિત્યમાં આના જેવી વાર્તાશૈલીએ લખાયેલી પક્ષીપરિચય આપતી પુસ્તિકાઓ બીજી એકે ય નથી.

**ભા ર તી સા હિ ત્ય સં ઘ**